# ધરતીને —

[ માનવ આત્માના મંથનનું વાસ્તવિક જીવન ગાન ]






લેખક:

સ્વમસ્થ (ભનુભાઈ વ્યાસ)



પ્રકાશક

લોક પ્રકાશન ગૃહ

મુંબઈ

# શાન્તીને

મને જનનીહીનને પરમ સાંત્વના આપતી–
ધરા રખડતી દગો મહીં સહાય આવી મળી;
મનોમનની એકતા સકલ દશ્ય કર્મે ભરી,
મને વિષમ વેળ એ બની અનન્ય સંજીવિની.

છતાં સકલ ભાંડુ સંગ સુખદુઃખ યાત્રા મહીં–
ઘણું જીવન તે તજી, તનય મૃત્યુથી મૂઢ થઈ–
ઉભો અસહ ભાવિને નિરખતો, તહીં તું મળી,
અને તટ થકી વળી જીવન મેં નિહાળ્યું ફરી!

પ્રતીતિ કદિ હોતી, વા નહિ, પરંતુ આસ્થા હતી:
તું એ સ્વજન જ્યાં મને જનની કૈંક કહેવા મથી,
મથ્યો વળી વળી હું ચે, કથન પામવા એ, છતાં–
મળી ન કદિ વાત; છો ન, નવ માર્ગ આ જિન્દગી–
ઉપાડતી મને, તને જીવન આપું, જે એક દિ'–
લહ્યું હતું અજાણ્યુ, જાણુ યદિ આપણી સંગતિ
સ્ફુરી જનનિ અંક જે જીવનના જવારા સમી!
તનેય તવ જીવને નિરખવા ઉષાઓ નવી!

૧૨–૩–૪૧

✱

## આ લેખકનાં અન્ય પુસ્તકો....

| | | |
|---|---|---|
| **અચલા** | : | પ્રણય અને કરૂણોર્મિનું કથાકાવ્ય : સળંગ શિખરિણી છંદમાં. |
| **વિનાશના અંશો માયા** | : | બે કથાકાવ્યો : અતિવાસ્તવવાદનાં રૂંધણ નિરૂપતાં બે કાવ્યો : સળંગ ઉપજાતિ. |
| **અજંપાની માધુરી** | : | પ્રણય ઊર્મિ અને વિચારનાં કાવ્યોનો સંગ્રહ. |
| **રાવણહથ્થો** | : | દેશાભિમાની, લોક જીવન અને કુદરતનાં જુના નવા ઢાળોનાં ગીતો. |
| **બુંગિયો** | : | લાલ કવિ ચાંદલિયા, ઉપવાસી તથા અન્ય કવિઓનાં દેશાભિમાની ગીતો સાથે. |

તુરતમાં પ્રકટ થશે

| | | |
|---|---|---|
| **દિનરાત** | : | ટુંકી વાર્તાઓનો સંગ્રહ. |



## ધરતીને

ધરા, ધરતી તું મને. ચરણ બાલનાં અંતરે
અડી સુખ દિયે તને સહજ એવું ધારી રમું
પ્રશસ્ત તવ પ્રેમને મધુર અંક, છુટ્ટાં મને!
છતાં સકલ જીવસંગ, વિણુલાડ, તોયે સ્મરું
ધરા, ધરતી તું મને!
                    નભ અનંત વ્યાપ્તિ તળે
તમેય ઉર ખોલ્યું છે હૃદય તેમ ખૂલી જતું,
અને જીવન કાજ આજ ઉર ધીર ગાતું થતું!
અમે જીવનધારીને મરણ છો ડગે ને ડગે
તવ સ્મરણ તો સદા અભય સ્વસ્થ હૈયે કરે.
મમત્વ અનુભૂતિ આ, શિશુ હતો તદાથી ઉરે
ગભીર પ્રભવી, વિકાસમય નિત્ય વાધી રહી,
અમારી જનસૃષ્ટિના જીવનબદ્ધ સંઘર્ષથી
ભવિષ્ય પર લોચનો અમર એજ ખેંચી રહી.

---

પંક્તિ ૧ થી ૧૪ માણસને સહજ એવા પ્રેમ અને જીવનના વિકાસની ઈચ્છા એ બેયની સાથેલાગી ભૂમિકા રૂપે છે.

૧

અહો, રજકણો ! સ્થળે સ્થળની એકતાનાં કણો
વસે હૃદયમાં, કણેય તવ સુપ્ત ઇચ્છા તણાં
અમોઘ ફલ જે છુપાં હૃદય એ પિછાને સદા;
સદા સુખદ તેથી તું ! તવ અમેય આશા તણા
અહીં ઉગમ, જે મહાજીવન ભાવિને ખોલતું
હજાર વ્રણમાંહ્ય એ અચલ અર્થ આપી રહ્યું !
રહ્યું હૃદય ભીતરે તવ સહ પ્રતિસ્પંદતું,
અભિન્ન જીવતત્ત્વ જે અધીર પ્રાણ પ્રેરી રહ્યું !
અહીં તૃણગણો જરા ફરફરે, નવા સંભવો,
અસીમ ફલકે હલી અમર કો' તૃષા ઉચ્ચરે,
ચરે હૃદય તેમ નીલ નભ વિસ્તૃતિમાં મહા,
અશોક સુખથી અતાગ નમતાં સુહાસે ભર્યાં
અડી તવ તટે, કહે, અજબ મર્મ આશા તણા :
સ્ફુરેલ ઇહ પ્રાણની અખૂટ શક્યતાઓ તણા
અપાર પટ એ કરે.
અકલ કેવી સંભાવના
ભરે હૃદય ચિત્તને ? રૂધીર મગ્ન આનંદમાં
વહે સૃજનનાં રહસ્ય લઈ શક્તિને સંગ્રહે
અતાગ નિજ તત્ત્વમાં ! કઈ અનંત આયોજના

---

ખંડ ૧ લાગણી અને બહારના અનુભવોની સરખામણી, ફેરફારો અને વિશોધનોમાંથી વિકસતો જતો પ્રેમ. અને ધરતી સાથેની એકતા વિષેના મુગ્ધ ભાવો અને તેમાંથી જન્મતા વિચારોની પરંપરાનો આ ખંડ છે.

પં. ૧૫ થી ૨૦ ધરતીના કણ રૂપી હું ધરતીની કણ જેવી તેની હયાતીની શક્યતાઓ જાણું છું એ શક્યતા, દુ:ખોમાં પણ હેતુનો ભાસ આપે છે !

પંક્તિ ૨૧ થી ૨૨ જીવતત્ત્વ એટલે સ્વભાવથી જ જીવવા અને વિકસવા માગતાં આપણા જીવનને એકજ બાજુ, આગળજ લઈ જતું મૂળ તત્ત્વ.

૨૨ થી ૩૮ એ વિકસવા માગતું તત્ત્વ વિકાસની પરંપરા જુવે છે અને રાચે છે પણ (સામાજિક વારસાગત વર્તમાનમાં) એ વિકાસમાં, અંદર વ્યથા અનુભવે છે. જે વ્યથા વિકાસ–સફળતા માગે છે ! અહીં જીવનનું પ્હેલું દ્વંદ્વ પ્રકટ થાય છે.

બતાવી રહી ભાવિ આ? કદિ અકલ્પ્ય કાલાંતરે
કહીં નિજથી જન્મશે સફલતાની સંમૂર્તતા?
કૃતાર્થ બનશે કદિ ઇહ અમાન્ય આંતર્વ્યથા!
વ્યથા અહ શિશુત્વથીજ ઉર ગૂઢ વ્યાપી રહી;
ન જાણું ઇહ એકલી વિજનતા દહી કાં રહી?
સુખોની અતિમસ્ત વાયુ લહરો તણાં નર્તને
ભલે સ્વજન પ્રેમથી વિટપ વૃત્તિઓની ઝુકે,
ઝુલે નિજ શું ગેલતી મધુર એક સૃષ્ટિ રચે,
પરંતુ સહુની પિછે ઉર અતાગ ઔદાસ્યનું
ઉભું ગગન જેમ નીરવ અચૂક કૈં માગતું!

સુવર્ણ ખડ આ ઢળ્યાં, મૃત તૃણો પ્રકાશે પળ્યાં,
સપાટ તવ અંતરેથી ગગને મળી એ જતાં,
'અજીબ પ્રિય!' એટલુંજ ઉચરી શકું! આંખમાં
અચાનક અનુભવું અરવ આંસુઓ આવતાંઃ
સુખોની સહુ શકયતા, અતીવ તીવ્ર આનંદમાં
સ્મૃતિ ક્ષણિકતાની કાં ફરી ફરી જગાડે વ્યથા?

ચરે બૃહત આ પ્રસાર પર ફુલ્લગાત્રી પશુ,
વિમુક્ત પરિવાર આ, મૃદુલ પુચ્છ આનંદમાં
કરંત ગગનાંકિત! પ્રભવતી ઉરે જે સુધા
સહે અધઘડી તણી દુઃસહ કેવી સંવેદના!

---

પંક્તિ ૩૯ થી ૪૩ ધરતીપરનાં સમસ્ત જીવન સાથે એકરૂપ નહિ બનેલ વ્યક્તિગત આનંદ (જે આ સમાજનો વારસો છે) પોતેજ અધૂરપનું ભાન કરાવી આકાશ જેવું શૂન્યત્વ અંતરમાં જગાડે છે.

પંક્તિ ૪૪ થી ૫૭ એ વ્યથા, એકલતા અને દર્દમાં, સૌંદર્ય અને જીવનની ક્ષણિકતાનો અનુભવ ઉમેરો કરે છે સાથો સાથ જ પ્રકૃતિ કેવળ સૌંદર્ય, પ્રેમ અને જીવનમય નથી; ધરતી સાથે કુરૂપતા, હિંસા અને મૃત્યુ પણ છે. એ અનુભવ મળે છે. વ્યક્તિગત સુખોની ક્ષણિકતા બહારનાં સુખોની ક્ષણિકતા દેખાડે છે.

પશુ ઝગડતાં, અપૂર્વ તવ આ સુનેરી ઉરે
પડે રૂધીર ધાર, વ્યોમસ્મિત કાન્તિ ઝાંખી બને !
મનસ્થ સુખ સાથ રે, ક્યમ અજોડ સૌંદર્ય આ
ઘડી અધઘડી મહીંજ વિખરાય હોવા છતાં ?

ન તું સમજતી જરાય અમ પ્રેમની ઝંખના ?
તને નહિજ શોક શું જીવન નાશના સ્પર્શતા ?
ભલે ન સમજું, છતાં ન શમવી શકું દ્વંદ્વ આ,
તવ પ્રણય મૂર્તિની પ્રકટ આ ઉદાસી જરા.

વિલોકું પટ પૂર્વપશ્ચિમ હમેશ સાંધી પછા,
મળે નહીં પરંતુ એ તવ રહસ્ય હિંસાતણાં,
ઉખેળું થર ભૂતના, સ્મૃતિ ન આપતી સત્ય કે,
અમર્ત્ય ત્યમ મર્ત્ય શું દગ રચેલ માયા જ છે ?

હજી-હજી પ્રસાર આ કનક ઘાસના, સાંજના
અશબ્દ સ્મિત સાજમાં—તવ અગાધ, લોકોત્તર,
પિપાસુ નભ ચારિણી, અમર આત્મ એકાંતની,—
કહે, મનુજવર્જ્ય કોટિ ઘટનાની આયોજના !

---

પંક્તિ ૫૮ થી ૬૫ એક બાજુ પ્રેમમય ધરતીની શ્રદ્ધા અનુભવતા અને બીજે હાથે જીવનના નાશથી શોક અનુભવતા માણસને ધરતીનાં સૌંદર્ય. કુરૂપતા અને જીવન મૃત્યુના ફેરફારોની, (પોતે અનુભવે છે તે) લાગણી વગરની, નિરપેક્ષતા ખૂંચે છે. જીવનના એક છેડાથી બીજા છેડા સુધી જોતાં પણ મોત, દુઃખ અને હિંસાનો હેતુ સમજવામાં નથી આવતો, ભૂતકાળનાં થરોએ, માણસોની લાગણીના અનુભવોએ, આનો હેતુ સમજાવ્યો નથી. એણે તો માત્ર એટલું જ સમજાવ્યું છે કે, બધું માયા છે. પણ પોતે જે દુઃખનો અનુભવ કરે છે તે. 'માયા' વા છેતરામણી હોઈ શકે ?

પંક્તિ ૬૬ થી ૭૮ પરંતુ એ બધું જોતાં જોતાંજ, પોતાને ન સમજાય એવું ભલે હોય પણ માણસ વગર પણ ચાલી જતી દુનિયાની હયાતી, તેને આ શોક કરતાં પણ વધુ પ્રબળ ભાવ તો જીવવાનો છે, એમ સુચવી, મૂળ વસ્તુને વળગી રહેવાની જ સમજ આપે છે.

ખરે શિશુ હું માત્ર, આ જગત માનવાતીતમાં
ક્રમો અણુઅનુભવ્યા, સમજ પારના ઊઠતા,
ભરી સબલ શ્વાસથી જીવન જીવવા બોધતા!
કહે, અમર–મર્ત્યની ક્યમ કરે છ તું ખેવના!
મનુષ્ય મન યત્નને નહિ કશીજ સીમા ઈંહીં,
નથી પતિતનેય રે, નવ પ્રયત્નની કૈં મના,
વૃથા બની જતો દિસે પણ ન યત્ન થાતો વૃથા,†
સશોક બન તું દુખે, સુસ્મિત ધાર તું સૌખ્યમાં,
સદા જીવન જીવ! કાં ધર તું દૈન્ય મર્ત્યત્વનાં?

ઋચા અરવ આવતી મરણલીન આ ઘાસની
અસંખ્ય સળીઓ કહે, નહિજ અંત ક્યારે કહીં—
અમે પુનરપિ પુનઃ ધરતી માતુ ખોળે રમી
અનંત-પટ સર્જશું જીવન મૃત્યુની–માધુરી,
તું યે સ્રજ અમોઘ કૈં તવ અજેય આત્મા વડે!
અચૂક જ્યમ મૃત્યુ છે ત્યમ અચૂક છે જિન્દગી,
અચૂક તવ તત્ત્વનેય અવકાશ યત્ને હજી!

હજી શિશુજ હું, મને સમજ કેટલી? કેટલી
અજાણ નિયમો થકી અધીર મારી પૃચ્છા બધી?
અધીર–અહ! –કેટલી ક્ષણિક આયુની ઝંખના!
કદાપિ મળશે મને વિશદ સત્ય અસ્તિત્વનાં?

---

પંક્તિ ૭૯ થી ૮૫ જીવન માટેની જ ચાહના જાગ્યા પછી. સૂકાયેલાં ઘાસ પણ હવે કરૂણથી વધુ, મૃત્યુથી વધુ–એવી જીવન અને મૃત્યુની એક સંયુક્ત સૃષ્ટિ રૂપ લાગે છે. મરણની પાર જે સળંગતા રહી છે તે માણસમાં કેટલી બધી હોય છે! જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી એ સળંગતામાં કૈંક આપી જવાની શક્યતા પણ છે.

† સરખાવો; વીટમેનનું 'સોન્ગ ઓફ ધી રોલીંગ અર્થ.'

પંક્તિ ૮૬ થી ૯૧ મોત પછી અસ્તિત્વ ખલાસ થયું માનનાર કવિને અસ્તિત્વનું સાતત્ય ધીમે ધીમે નવી સમજને કાંઠે લઈ જાય છે. અને તેને દિલ પ્રશ્નો જાગે છે. ધરતી વિષેના, અસ્તિત્વ વિષેના એ ખ્યાલો પૂરેપૂરા ક્યારે સમજાશે?

પ્રતીતિ ઉર જે ભરી તવ ગભીર એકત્વની,
કદાપિ અતિ સ્પષ્ટ, પૂર્ણ થઈ, જેવી સાદ્યંતિની ?

અહો, રવિ ડુબી ગયો સ્વરવિહીન અંધારમાં,
છુપેલ તરુઝુંડથી સ્વર વિચિત્ર પંખી તણા
ઉઠે અકલ સ્તોત્ર શા, પ્રતિપલોની કેવી ઋચા
હમેશ ઉચરાય ?
ઓ જનનિ ! અંધકારસ્તરે
છુપાવ્યું મુખ અર્ધ તારું, પણ દૃષ્ટિ ખેંચ્યા કરે !
અબીડ તવ આંખ ત્યાં ચમકી નિત્ય શાથી રહે ?

અહીં જનનિ તાહરાં હૃદય સાથ હું એકલો
પડ્યો: નજીક કેટલો ? રજકણો મને મિત્ર શાં
અડી સતત ખૂંચતાં, કયમ અભિન્ન ભાસે છતાં ?
ધરું શિર ઉરે તને, સતત શ્વાસમાં ચાલતા
અશ્રુત ધ્વનિ આવતા અરવના જ અર્થો સમા
ફરી ફરી મને કહે, અમિત-કાલ-સંભાવના:
મહાન ફલકો, અને લઘુ કણોની એકાગ્ર આ
અશ્રાંત હિલચાલ, જે અટકવાની ના કોઈ દિ',
પ્રવૃત્ત તવ ગર્ભની જીવનની સુખસ્પંદના !

હવે નહિજ દૈન્ય કૈં: ઉપર એક તારા ભર્યું
વિરાટ નભ ઢાંકતું તવ સહે જ મારું હયું !
અબોલ નિરખી રહું અરવ પદ્મ બીડાયલું

---

પંક્તિ ૯૨ થી ૯૮ રાત પડી છે. અર્ધું જગત ઊંઘે છે. ત્યારે પણ બીજું અર્ધું શા માટે જાગે છે ?

પંક્તિ ૯૯ થી ૧૦૭ અંધારી રાત જે લાગણી જગાડે છે તે પ્રશ્નો રૂપે મૂકી છે. કેમકે એ માત્ર મુગ્ધ ભાવનાની અનુભૂતિ છે. તેમાંથી જન્મતો વિચાર તે, રાતમાં પણ — શાંતિ અથવા નિવૃત્તિમાં પણ—નાનાં મોટાં ઘટકો જે અશ્રાંત હિલચાલ કરે છે તેનો છે. જાણે એ વાસ્તવિકતા, માત્ર એક મહાજીવનની સુખ ભરી એટલે સજીવ હોવાનાં સુખથી ભરી સ્પંદનાજ છે, ભાવનાના ધબકાર જ છે !

પ્રગાઢ સુરભિ તણાં અણુ અસંખ્ય સર્જી રહ્યું !
ચરાચર તણું તથા, અતૂટ ઐક્ય થાતું છતું !

તમે જગતિ ! જાણતાં હૃદય બાલનું સ્પંદતું
તમારી નભસ્પંદના સહ, અમે બધાંયે તવ
સમસ્ત અનુભૂતિના જ થડકા જુદા, જે થકી
સ્ફુરેલ ઉપમા નિહાળું તવ અંગઅંગે લખી !—
અમે ઉરથી ઓળખ્યા 'સ્મરણલોક'ના તારલા
પળેપળ ટમૂકતા તવ શિશુત્વની વારતા !
અને અતલ ઐક્યથી તવ સહે હજી જાગતા,
અમેય, ઝલકી રહ્યા ગતિ અનંતમાં પ્રોયલા !
તવ પ્રકૃતિના અવાચ્ય અતલાન્ત જાતા સ્વરો
અમે સતત ભીતરે શ્રૃતિ સમા પ્રકંપી રહ્યા !

અહો, અરવ વ્યાપ્તિમાં વિહરતી મહા વેગમાં !
અતીર-ઉર-અંતરે સતત શોધ કોની કરે ?
હશે નિબિડ અંધકાર ઉરના મહાનિસ્તલે
ક્યાં જીવનનાં તને સપન નિત્ય ખેંચી રહ્યાં ?

જહીં સકલ ચેતના બઢતી સર્જનોલ્લાસમાં
ભરી નિખિલને મહાજીવન સ્પંદનાથી શ્વસે,
જહીં અમૃત પ્રેમમાં ગ્રથિત સૂર—સામંજસે
સ્ફુરે અયુત કાલમાં અજિત તત્ત્વ એકાત્મનાં ?

---

પંક્તિ ૧૦૮ થી ૧૨૦ અંધારાંએ આપેલી એકતામાં, ધરતી જાણે એક કમળ હોય અને તેના પર આકાશની પાંખડીઓ બંધ થઈ હોય, એવું ચિત્ર ઉગે છે. તેમાં માનવ અને જીવ પ્રવૃત્તિ બન્ને જાણે પરાગનાં રજકણો રૂપે સર્જાઈ રહ્યાં હોય તેવો ભાસ થાય છે.

પંક્તિ ૧૨૧ થી ૩૦ આવી રીતે વિકસતી ધરતી ક્યાં જઈ રહી છે ? એ સ્વપ્ન વિષેની કલ્પના કેટલી મુગ્ધ છે ? સંઘર્ષહીન જીવનની ભિક્ષા ચિત્તને કેવાં સ્વપ્નોમાં ઉપાડી ગઈ છે ? :—પંક્તિ ૧૨૧।૩૦

અહો, કહીશ કેટલું? અણકહ્યું રહે કેટલું!
દલો, નિબિડ, સત્યનાં હૃદયભૂમિપે ઝૂકતાં
રચાય ઘન સંધિકા, ત્યમ અગમ્ય વિસ્તારમાં
સમસ્ત મુજ તત્ત્વની બની રહીછ સંવેદના!

અહો, પરમ પ્રેમની જનનિ! તાહરા પ્રેમના
બૃહન્ ગહન વ્યાપતા અપરિમેય આશ્લેષમાં
લપાઈ ઉર બેઠું આ! પ્રતિ પલો સમુત્ક્રાંતિની
તવ સ્વરૂપમાં રહી નિજ વિશેષ આપી સદા!

મને મળતી સાંત્વના સમજથી જ આ કેટલી?
સરી સકલ ક્યાં જતી ક્ષણિકતાની શંકા બધી?
અને હસતી ચિન્નભે ચકિત, હર્ષભીનો કરી
મમત્વમય માધુરી, ગભીરઃ શાંતિ એકત્ત્વની!

અતીત શુચિ અંબરે અચલ ભાવિને ભેદતા
અદમ્ય ઘનશૈલ–બાહુ તવ ચંડ ભિક્ષા તણા
ઉઠે, સ્તવન આદરે અયુત કાલમાં વ્યાપતાં,
દિગંતર વિશેષમાં સતત માર્ગ કાપી રહ્યાં!

કળું ન તવ કામના, પણ અજેય ઇચ્છા તણાં
પ્રતીક અડી અભ્રને ગગનની પૂછે વારતા,
ક્વચિત્ જ્વલિત લાખલાખ ચલ–તારકા–પુંજમાં
અબોલ ઉભી એકલાં, અકલ ઉચ્ચ અંધારમાં
બની સઘન, અંતરે અમર વ્યોમ–ઇચ્છા ભરે!

---

પંક્તિ ૧૩૧ થી ૪૦ આ ભાવનામયતાનાં નિબિડ એટલે ઘેરાં, અસ્પષ્ટ સત્યે, વાસ્તવિક અસ્તિત્વને પણ ઉત્તેજિત કરી સંવેદનામય કરી મૂક્યું છે. સાથેજ એ ભાવનામયતા એટલું તો દેખાડેજ છે કે, દરેક પળ, તારી અંદર પોતાનું વિશેષપણું આપી તારી એકતા અને અમરતા પામી રહી છે.

એ સમજથી ઊંડી શાંતિ અનુભવાય છે.

પંક્તિ ૧૪૧ થી ૬૧ કુદરતમાં સર્વસ્થળે માનવભાવો, વિચારો અને વર્તનો સાથે ધરતીનું સામ્ય દેખાયા કરે છે.

ભરે હૃદયમાં મને ત્યમ મનુષ્ય નિર્દિષ્ટ એ!
અમાણ અમ જિન્દગી નિરખતી તને, જાગતી
જતી લહર દોડતી ત્યમ અનેક ઝોળા રચી
અચાનક સશૃંગ તુંગ ઇહ વીચિ જાગી ઉઠી!

ઉઠી સ્મરણુ અંતરે તવશું સામ્ય કેવાં રચે?
સુરેખ બઢતી કરાડ કંઈ ગોષ્ટિ મેળે કરે,
અને હૃદય વાંછનાની ગતિ ભાવિ માંહે વહે
તથા, પ્રકટતી સદેહ ગિરિ–રેખ આત્મા લહે!
લહે :– કણુકણો કશાં સજીવ વજ્ર ઇચ્છા–બલે
અભિન્ન અણુતૂટ થૈ કરત મૂર્ત આદર્શને!

ક્વચિત્ ગહન ખીણુમાં મન જુતે વિસામે વળે,
મળે વિજન સૃષ્ટિમાં વિગત વારિ એકાંતનાં,
ઉંડાણુ–ઉરનાં ઉરે ચકિત વર્તમાને કરે
સ્વલિપ્ત ઝરણાં જહીં હજી અનંત દોડ્યા કરે!

અહો, કહીશ કેટલી વિસ્તૃતિમાં થમી આરઝૂ?
હઝાર વડવા ગયા, અનુભવો ભર્યા એમના
ઉરે ધબકતા, કહે, જનનિ! પ્રેમ તારો હજુ,
રહ્યો હું નવમાસથી ય વધુ, જન્મ જન્મો ઇહીં!

ભલે સ્તન તણોજ બાહ્ય મહિમા દિસે, અમૃતે!
રૂધીર સરણી, રગેરગ વહંત લીલા તને–

---

પર્વતો જાણે ધરતીએ મહાકાલમાં ઉઠીને આદરેલાં કર્મનાં પ્રતિષ્ઠાન જેવા લાગે છે. જાણે કે મનુષ્યે પણ એમજ ઉઠવાનું છે! કણુકણોની એકતાથી જે બલ મળે છે તે જુવે છે. (સરખાવો આગળ પંક્તિ : ૯૮૨) પરંતુ હજુએ સામ્યની તરંગી ભાવતામયતા જ છે.

પંક્તિ ૧૬૨ થી ૬૫–બીજી ઘડીએ તો કવિ મનના જુના ભાવો સાથે ઝરણુંઓને સરખાવવા બેસી જાય છે. અંશતઃ સત્યો મળતાં ચિત્ત ભાવ ઘેલું બની એને પૂર્ણસત્ય માની બેસે છે.

મનેય વહતી ઉરે, જનનિ! પ્રેમ તારો કહે,
સજીવ બની રોમરોમ તવ પ્રેમ કાજે સ્તવે!

સ્તવે અયુત–ઉંબરે ઉભી અમોઘ આશા વડે,
મહા સમયનાં બલો ય મુખવાળી ત્યારે જુવે!
'શિશુ'. શિશુ જ હું સદા, પણ ચિરસ્થ સંવેદના
તમારી મહતિ વ્યથા સહ શ્વસે ત્રિકાલે મહા!

શિશુ સપન ભૂમિને સ્મરણ આજ ખોલે ફરી,
હજીય તવ વત્સલા નજર ભૂલી જાતી નથી:–
ગુહા અખિલ એકરૂપ જયમ આવરી વિશ્વ આ
દિશા ગહનમાં હતી, પ્રકટી રક્ત–આભા ઉષા!
તલે પ્રસર ખારનો અતિ સપાટ ફેલાયલો
પણે ગગન મૌનમાં ગરક લાલ રંગી થતો,
તહીં રજત રેખ શાં જલ લસે છ શાંતસ્મિતે
અગાધ તવ ઓળખો સ્ફુરતી જાય મૂંગા મને!

મહાજીવનનાં અદીઠ અનુચાર્ય અસ્તિત્વનો
સરૂપ ગુરુ દેશ નિસ્તલ જલો ડખોળી રહ્યો!
અહો, હૃદયમાં કહીં છવિ છુપી હતી આ તવ?
મને ક્યમ જગાડતી સપનથી તું સત્યે અવ?

---

પંક્તિ ૧૬૬ થી ૭૭ અને એને ટેકો દેતી સૂઝ પણ છે, જાગે છે. અનેક વડવા-ઓના અનુભવો મારામાં પણ છે! આટલી બધી તદ્દાકારતા છતાં ભલે હું તારાં સ્તન ઉપર મોટો ન થયો હોઉં છતાં તારી અને મારી અંદર એકજ લોહી વહે છે! જીવનની એકજ શકિત છે! આમ સત્ય લાગે છે પણ એની જટિલતા (Complexity) સમજ્યા વગરનું એ સત્ય છે!

પંક્તિ ૧૭૮ થી ૨૩૦ એકાંગી સત્યથી ભાવવિવશ થઈ ગયેલ હૃદય ક્યાં જાય છે? તો એ છે,—બાલપણનાં સ્વપ્નની યાદ! કેટલી પ્રબળ છે એ સ્વપ્નની અસર! જે બ્હારની દુનિયામાં "સરૂપ" થઈ અનેક સંભવોની કલ્પના જગાડે છે. જાણે કે, દરેક સ્વપ્ન અહીં સાર્થ થવાનાં જ હોય!

અગોચર અનેક કોણ મુજ સ્વપ્ન જેવા ખરા
તને અગણ્ય આ વિરાટ પટમાં હશે કેટલા ?
અને હૃદય કેટલાં સ્વરૂપ એમ કલ્પી શકે ?
પ્રિયે ગહન રૂપ તૌ પ્રણય કેમ પામી શકે ?

મને પરજળે તૃષા તવ તૃષા સમી કોઈ કે,
ત્રિકાલ–અવકાશમાં અકલ કેટલી સૃષ્ટિ છે ?
અદૃશ્ય-અહ કેટલાં જગત ઘૂમતાં આપણાં
મનોમય સ્વરૂપનાં ? વિરહ કારમા કેવડા ?

છતાંય કંઈ ગુપ્ત સુપ્ત અપરાજિતા ભાવના
હમેશ વદતીઃ નથી અહીંજ અંત એ ભાવિનો
નહીં વિલય ભાવિનો, નિરખવા અમે જે સ્ફુર્યાં
ધર્યાં જીવન ને રચ્યા ચરમ માર્ગનાં સ્વપ્ન એ
નહીં કદિ નહીં વૃથા, નહિજ જેમ તારી વૃથા–
મહા ગગન માર્ગની ઈહિ અખૂટ આરાધના !

અહો, ભ્રમણ પ્રેરતી વિજત લાલ માટી સદા,
વિશાળ પટ, ખીણુ, કોતર સમગ્ર આકર્ષતાં !
અનેક નવ રંગ, આકૃતિ, અનેક રૂપો તણી,
અજાણી પણ આદિથી નિભૃત સૃષ્ટિ સર્જાયલી,
કહે હૃદય – શું અડી, અરવ એની વાચા વડે,
અહો, અનુભવો તણા વિરલ પ્યાસી, આગે બઢ !
હજી અનનુભૂત કૈં અજબ દર્શનો સત્યનાં,
હજી લઘુક પ્રાણ કાજ ચયનો મહાભ્રાન્તિનાં,
નવાભિમુખ પ્રાણને કર સુનિત્ય સાથે દૃઢ !

---

પં. ૨૦૩ થી ૨૧૨ અને મન માને છે કે, પોતાને જુદા જુદા દેશોનો વિસ્તાર મળ્યો છે. પરંતુ ખરી રીતે તો એ સંકુચિત, પોતાનાં સ્વપ્નની રટણામય તેનાંજ દર્શનમય, બની ગયું છે !

અનુભવ લેવાની, જોવાની આ તરસ જીવનનીજ સૂચક છે. પરંતુ એ કેવળ માનસિક સંતોષ માટે હોઈ મર્યાદિત પણ છે. છતાં એ તરસ વગર, અનુભવવાની

અહીં અજર તાહરી જીવનનીજ ઇચ્છા સમા
મહાબ્ધિ મળતા તને ચપલ કલ્પના સૃષ્ટિ શા!
સદા સ્મૃતિ અગાધથી અતીત ભાવિને સાંધતા,
અહર્નિશ ભર્યા કરે હૃદય કાલને સ્પંદના:

તને ચપલ ચંચલા સચર રૂપમાં દેખવી!
સજીવ સલિલો અશ્રાંત ગતિ માંહિ, રહેતાં રમી,
રમે સુખદુઃખો સમી તવ ઉરસ્થ આ વાંછના,
અહો ગહન કેટલાં સહજ નેત્ર સામે થયાં!

અહીં વિજન વજ્ર–શૈલ તટ ઘોર તોફાનમાં
પ્રમત્ત જલલોઢ સંતત વિઘાતમાં તૂટતા!
સ્વરૂપ અનિવાર્ય–ભિન્ન ઉરનાં જ રે, કેટલાં
અશ્રાંત અથડાય? ઐક્ય તણી રૂદ્ર અભ્યર્થના!

અને મધુરતા શી આ?–સકલ તત્ત્વની સંહતિ
રચી રહી વિશ્રાન્તિમાં સુખદ દશ્ય સૌંદર્યનાં,
મનોમય પ્રસાર આ ધવલ કોમળી રેણુના,
તટે સલિલ આવતાં, મૃદુલ મર્મરો પ્રેમના!

અહો, અદીઠ કેટલા તટ મને પુકારી રહ્યા!
નિહાળ ઉર ખોલી, માનવ! અનંત વ્યાપાર આ,
અસંખ્યવિધ વર્તતી પ્રકૃતિ આહ્નિની વાહિની
અનંત પથને સજે ગહન ભાવિમાંથી મથી!

---

તીવ્ર ઝંખના વગર ખરાં વાસ્તવિક અનુભવો નથી મળી શકતાં. એજ ઝંખના આગળ ઉપર તેની ભાવનામયતાને આઘાત કરતા અનુભવોમાં લઈ જાય છે.

પંક્તિ ૨૧૩ થી ૩૨ દરમ્યાન તો અર્થ સત્યો અને ભાવુકતામાં કવિ રમમાણ છે:

દરિયો પણ પૃથ્વીનું પ્રવાહી રૂપ લાગે છે: સાધારણ રીતે જડ દેખાતી પૃથ્વી અહીં પાણી રૂપે હલીચલી રહી છે. અંદરનાં બધાં ઊંડાણોની હલચલો આ મુખે પ્રકટ થઈ ગઈ છે!

વસંત નવકુંપળે અતલ આસમાને જડી
પરોડ તણી ઝાંયમાં પ્રથમ પક્ષ્મ ખોલી રહી,
અદમ્ય તવ પ્રેમ, ઉલ્લસન, ઊર્મિ, નિર્વ્યાજતા !
અશોક સ્મિતની અડી હૃદય કોતરોમાં ઉષા !

ઉષા–અધર તાહરા મરકતા મૃદુ હાસ્યમાં,
સુનીલ વિયતે કશા વિશદ કાન્ત રંગો લહ્યા,
સુષુપ્ત તવ પ્રાણનાં સકલ નિર્ઝરો જાગતાં,
અહો, અજર પદ્મ તો, દલ પ્રસન્ન ખોલી રહ્યાં !

મને હૃદય પ્રેરતી અગણ્ સંભવોની સ્પૃહા:
તૃણે, તરુવરે, ફુલે, કણ અમર્ત્ય માટી તણા
સજીવ બની, પૂર્ણ જીવનથી લોલ ડોલી રહ્યા,
હવા, સુરભિ–ભારનાં વ્યજન સ્નિગ્ધ આલ્હાદનાં !

પ્રસંગ ભરી કેટલી જીવનની વસંતો વરી ?
અપત્ર ઉર ભેદતી સબલ કોઈ ઇચ્છાગતિ
નવાં કિસલયો બની નીહિત સ્વાસ્થ્યથી જાગતી:
વિદગ્ધ દગશુષ્કતા પલટી નાખતી માધુરી !

---

—એ દરિયાના આયનામાં પૃથ્વીનું અને માણસનું પણ બિમ્બ દેખાય છે. એકજ હૃદયનાં છતાં જુદાં, વિસંવાદી તત્વો અથડાઈ તોફાન કરે છે, પણ તેય એક થવા !

તો એજ હૃદય પાછું બધાં તત્ત્વોનાં મિલન સમું, ચાંદનીમાં હિલોલતા દરિયા માફક એક અપૂર્વ સૌંદર્ય બની જાય છે !

પંક્તિ ૨૩૩ થી ૪૦ આ કેવળ જોવા જાણવાની તૃષા પણ આજે, દરિયાને જોઈ એટલું સમજાવે છે કે, કુદરત અસંખ્ય રીતે વર્તે છે અને ગહન ભાવિમાં માર્ગની સજાવટ કર્યે જાય છે.

એ સજાવટ જીવનની વસંત અથવા વિકસિત વર્તમાનનો સુંદર છતાં અનપેક્ષ એવો તત્કાલનો એક પ્રબલ ઉદ્રેક લાગે છે !

પંક્તિ ૨૪૧ થી ૬૪ એ ઉદ્રેકની સભરતાથી મન ભરાઈ જાય છે ! ઘડીભરનો આ વિકાસ પણ કેટલો ઘટનાત્મક છે !

ઝુકે, દ્રુમ ઘટા ઝુલે હરિત ઘેરી છાયા રચી,
વનસ્થલિની નીલકાંતિ ઉરને હસાવી રહી,
અહીં જીવનકાજ પૂર્ણ સહુ, શક્યતા કારણે
હમેશ મથવાની નિર્ભય અદમ્ય આશા ઘટે!

વિકાસ કૃતકૃત્યતા જીવનની: ભલે ભાવિમાં
ખડું અકલ મૃત્યુ: મૃત્યુ થકી જિન્દગી છે મહા!
જહીં ઉઘડશે દલો સજીવ કેટલાં ભાવિનાં?
સુખો દુઃખ તણાં સમર્થ પરમાણુની સ્પંદના!

ચરાચર બધાંયથી કંઈ અખૂટ છે શક્યતા
મનુષ્ય મન ને શરીર તણી ભવ્ય સંભાવના!
અમારી મનુજાતિની જનનિ! તાહરા ગર્ભમાં
અમે અમ થકીય ભવ્ય નહિ શું ઘડાતા સદા?

અહીં જનમ મૃત્યુની ભરતી ઓટ ચાલ્યા કરે,
અસંખ્ય નવ-મોજથી જીવન અબ્ધિ જો, ઘૂઘવે,
અનેક તટમાં ધસે, નિજ જિવંત સાર્થક્યનાં
અમોલ બલથી રચે નવયુગો તણી પૂર્ણિમા!

---

સૂકી ડાળોને પણ ભેદી આ જીજીવિષા અથવા ઈચ્છાગતિ નવાં અંકુરો રૂપે પ્રકટી નીકળી છે. એવી જ નિર્ભય રીતે કેટલીયે શક્યતાઓ માટે મથવું જોઇએ. કેમકે વિકાસ એ તો વસ્તુમાત્રની સાર્થકતા છે. ભલે ભાવિમાં મૃત્યુ હોય, પણ આજે જે છે તે જિન્દગી એ મૃત્યુથી મહાન છે.

અને જિન્દગીમાં, જીવોમાં માણસ સૌથી આગળ છે. જીવન શું આજે છે એથીય મહાન માણસ નથી ઘડી રહ્યું? (સરખાવો પંક્તિ ૯૬૪ । ૬૮)

વિકાસ કેવી રીતે થાય છે? સંઘર્ષ અને વિકાસની સાથે લાગી પ્રવૃત્તિની પિછાન વગર જ કવિ જવાબ આપે છે.

—એ કહે છે કે, જન્મ મૃત્યુ બેયની ભરતી ઓટ છે. અને તે જ જીવનની સાર્થકતા છે. પરંતુ એ તો આજે વસંતના સ્પર્શે કહી શકાય છે. આ ભાન સંઘર્ષ સામે કેટલું ટકી શકવાનું? એનો પ્રત્યાઘાત આગળ આવે છે.

અને નિબિડ આ વનો, જીવન મૃત્યુની સંધિની
સુગંધ ભરતી મનેઃ તવ જિવંત આ પ્રેમને
કહે, યુગવ્રણો ભરી અગણ્ય શી નિરાશા મળી?
મળી નહિ છતાંય એ અમૃત શાંતિની સંહતિ!
તથાઃ શ્વસન રૂંધતાં સકલ વૃક્ષ માથે નમે,
મને ત્યમ અકથ્ય કૈં તવ મનોવ્યથાઓ દમે;
અજાણ્ય – અહ!–કેટલો? લઘુક બાળ હું, તાહરાં
અમાપ જીવને ભર્યાં વીતક કેટલાં દુર્ગ્રહ્યાં?
ગ્રહ્યાં સપન કેટલાં? ભસમ કેટલાં? પ્રાણમાં
અસંખ્ય કુસુમોની રેણુ રહી જાતી સૂતી સદા!
છતાં વનવનો ઊભાં અમર મેઘ આમંત્રતાં!
અનાગતની કાજ, મા! પરમ દૂધ જાતાં છલ્યાં!

શિરે સજીવ પાનડાં ફરકતાં, હજારો સ્વરે
મને, સકલ જિન્દગી પવન જેમ જાતી, કહેઃ
કહે, પલ તણા પ્રસન્ન પ્રણયોની નિર્વ્યાજતા,
કહે, નિયતિનાં, નવાં જીવન કાજ જૂનાં જતાં,
અજસ્ર ચલ–ચક્રની યુગયુગોની સંભાવના!

અહર્નિશની ભંગહીન સ્થિર કૂચ ચાલ્યા કરે,
અગોચરથી કેટલા પ્રબલ એ પ્રવાહો સરે!
સરે કંઈ સવારીઓ ઋતુની જીવનાયાસની,
અને અભિદિશે વહે તવ અચૂક પાદાવલિ!

---

પંક્તિ ૨૬૫ થી ૨૮૧ એ વસંતનાં ગાઢાં હૃદયની શી દશા છે? અહીં તો જીવનને મૃત્યુ બેય મળી ગયાં છે. હજારો ઝાડવાં વિકસી ગયાં છે. હજારોનાં અંગ કોહાઈ ગયાં છે! વિકાસ, જબરજસ્ત વિકાસ પણ શેને માટે? ધ્યેયહીન જીવનના પ્રવાહમાં અનેક ફુલોની રજ અણવિકસીજ રહી ગઈ છે! એજ વીતકોનું રહસ્ય સમજાતું નથી. છતાં એટલું તો સમજાય છે કે, ન જન્મેલાં અંકુરો માટે પણ ધરતી તો સદા જીવન લઈને ઊભી જ છે!

પંક્તિ ૨૮૧ થી ૮૫—ન સમજાતાં છતાં આકર્ષતાં જીવનવર્ષા, સર્જનલીલાનાં બળો, તેને પોતાનામય કરી દે છે.

## ૨

સરે સહુ અલિપ્તતા જવ વિંટાય વર્ષા મને!
પ્રજીવક પ્રયત્નની ધબક સાથ પામું તને.
મૃદંગ સમ મંદ્ર ઘર્ઘરની ઘોષણા આવતાં,
બની ચકિત પ્રાણ જોય અવકાશ વિસ્તારમાં!
સુષુપ્ત કંઈ જાગતા જીવનતાલ સામંજસે,
તદાત્મ બની ખંજરી રૂધીર વેગીલી જો, બજે!

ઉઠે જલદનાં જુથો અસીત રૂદ્ધ આવેગમાં,
ફૂટી ક્ષિતિજ એકથી પલકમાં બીજી આવરે,
અકલ્પ રવહીન વેગ અવકાશ સીમા ગ્રહે,
બને પ્રકટ ભાવિમાંથી ધન વર્તમાન જ્યમ!

પછી તડિત નર્તને ચપલ જો, ચિદાકાશમાં!
અસ્પષ્ટ બનતું અદશ્ય. ઘનઘોર અંધારમાં,
પ્રવેગ લઈ વહ્નિના અખિલ ખેલતી ઊર્મિઓ
બને ગરક ગહ્વરે, વળી વિભેદી નિઃશેષને
લસે પરમ અર્થ શી ક્ષણિક, ને અતીતાંતરે
વિલીન બનતી ફરી.
અરવ ભેદી એવી પલે
થતો પ્રકટ શબ્દ! દિક્‌પટલ વજ્ર—વ્યાઘાતમાં
ચરે, અચર ને ચરે પ્રતિપ્રકંપ એના ઉઠે,
પડે કડડ સાહ્ગ શો, સમસમે હવાનાં કણો;
હરે હિય તટસ્થતા, બધિર ચેતના બોધતો
અમોઘ ધ્વનિ પ્રાણમાં ચિર-હુંકાર મૂકી જતો!

---

ખંડ, ૨–પંક્તિ ૨૮૬। ૩૧૭—સમાજ સાથે એકતા ન અનુભવી શકતાં કાલ્પનિક વ્યથાઓથી ભરેલાં મનને વૈયકિતક વિકાસની પ્રબલ ઈચ્છાઓ ઘેરી વળે તે સ્વાભાવિક છે. ક્રમે ક્રમે કુદરત સાથે એ પ્રથમ પ્રણય, પછી સર્જનેચ્છામાં પલટાય છે.

કુદરતી ઈચ્છાઓમાંની આ સર્જનેચ્છા જેટલી પ્રાકૃત છે તેટલીજ, વ્યક્તિ માટે સર્વસ્વ બનવાની શકિતવાળી છે. નિજત્વનો એ વિસ્તાર આલ્હાદક છે. અને એટલેજ જરૂરી પણ બને છે.

ચિદંબર મહીં ચિરં પડઘતા પૃથગ્ ધ્વનિરોઃ
–સમુદ્ર જ્યમ ભિન્નભિન્ન તટ એકસાથે અસે–
અસે ગગન કંદરો, ધ્વનિત અંતરાલે ઘુમે,
સરે સતત વેગથી, ફરી કરાલ ઉદ્‌ઘોષતો
નિપાત ડણુકી રહ્યો, સ્થિતિવિહીન નિર્નિંદનો
અફાટ પટ વિસ્તર્યો, નિયતિ જેમ નર્તી રહ્યો !

અહો, જનનિ ! તાહરાં અગણુ રોમ ઔત્સુક્યમાં
સજીવ પણુ કંપહીન વન શાં ઉભાં ! ભેટતા,
તળે-ઉપર વેગીલા, પ્રણુયનાં મહાપૂર શા
ખગોલ પટ આવરી જલધરો જુવાળે ચઢ્યા !

અહો, શી બલવાન, પ્રાણુ મહીં જાગી સંવેદના !
તને નિરખી માતુ, મેં ન હતી ભવ્ય આવી કદિ,
સમસ્ત ઘન વ્યાપ્તિમાં, પરમ કેવી તું ભાસતી !
અજોઈ અનુભૂતિઓ વદન જોઉં અંકાયલી,
અને સમજ જાગતી ક્યમ મને તું આવી ગમી !
ગમી હ્રદય એવી કે જિરણુ ભિન્નતાઓ સરી,
વિદીર્ણુ કરતી વ્યથા સ્વજનત્યક્ત એકાંતની
હતાત્મ ન કરી શકી, કઇંક યત્ન મિથ્યા જતાં–
છતાં ન મરી આશ ! ઓ, અમૃત સ્તન્યની વાહિનિ !
તને પલક દેખતાં જ ઉર તારૂં જાતું બની !

---

પંક્તિ ૩૦૮ થી ૩૧૭ વ્યક્તિનાં અણુએ અણુ કેટલી સજીવતાથી ફરકી ઉઠે છે ! એની ગ્રાહકતા કેટલી સુક્ષ્મ બને છે ! ચિત્તની ગતિ પણ કેટલી વેગીલી બને છે ! સર્જનાત્મકતાની આ જાગ્રતિ મનુષ્યનો ભલે એકાંગી પણ મૂળભૂત વિકાસ છે !

પંક્તિ ૩૧૮ થી ૩૩૯ પોતાનાજ વિકાસની ઈચ્છા જાગતાં, માણુસ, જીવનને એક નવીજ મમતાથી જુવે છે. જૂનાં સુખદુઃખોની અસર પણ ઓછી લઈ જાય છે !

સર્જન માટે ઉદ્યુક્ત વ્યક્તિત્વ એક ઉત્તેજિત, પ્રાણુપૂરક અસર અનુભવે છે. અને તેને આજ સુધી અજાણી એવી નવી આશાઓ જાગે છે.

વિમુગ્ધ બની જોઉં હું તવ અશબ્દ પ્રત્યુત્તરો:
ન તું શ્વસન રોધતી!-પ્રબલ તેવી તૃષ્ણા વડે
હવા સ્થિર થતી! દિશા સકલ ભવ્ય નીચી ઝુકી,
રસાઈ નભકાલિમા અતીવ–ગાઢ એકત્વથી!
અને અકલ છિદ્રથી અવધહીન ધારા ઝરી
પડી રહી અજસ્ર! તપ્ત તવ દેહને ભીંજવી–
ડુબાવી જલ વર્ષણા મધુર ઘેરી વર્ષી રહી!

સમષ્ટિ તણી ચેતના ત્વરિત કાંઈ જાતી ફરી!
અસંખ્ય મૃદુ, સૌખ્યના ધ્વનિ દિગંત દેતા ભરી,
તૃષા મધુરતા થતી! પ્રણયનાં મહાશ્લેષથી
સુગંધ ઉડીને પ્રફુલ્લ તવ પદ્મ હૈયાં તણી
જગદ્ હૃદયમાં ઉઘાડી રહી કોઈ આશા નવી!

અકલ્પ્ય કંઈ સર્જનો પ્રતિપલો તણાં સ્પંદને
સ્ફુરે, અખિલ અંતરિક્ષ નવરૂપ જાણે ધરે!
અને શ્વસન જેવી આ સમજ પ્રાણમાં ઉદ્ભવે:
અહીં તૃણ, તરૂ, ફૂલો ફળ અને પશુપંખીની
અસંખ્ય કૃતિનો સજીવ પરિવાર આજે ભર્યો,
અમે પ્રબલ માનવી, મન – વિશિષ્ટ – ઇચ્છા બલે
ઊભા થઈ વિકાસના પથ અનેક ખેલ્યા, ભલે!—
હજી તવ અગાધમાં પરમ મૂક છૂપાં બલો
વહી અમરની પ્રતિ અગણ્ય સર્જશે જીવનો!

અહો, જીવનની અગાધ જનનિ! મહાકાલની
અમોઘ ધરણિ! અનંત – બીજ – ભાવિની વાહિનિ!

---

પંક્તિ ૩૪૦ થી ૪૮ પણ આ તદ્રૂપતામાં બુદ્ધિ નિષ્ક્રિય, નિદ્રિત નથી. એ પણ અસર ઝીલે છે! સર્જનની આ પ્રવૃત્તિનાં અંતર્ગત અનુભવે તેને ધરતીની અનંતમુખ સર્જનમયતા પણ સમજાવી છે.

૩૪૯ થી ૫૪ એ ધરતી કેવી છે? સર્જનનાં અગણ્ય અણુઓથી અગાધ જલ-રાશિ જેવી, મહાકાલને અચૂક ફળો આપતી અને એ રીતે ધારણ કરતી, બીજાંની

અનસ્ત ધનશક્તિ! આક્રમક ઉર્ધ્વ આકાશની!
અમારી ઉરધાત્રી ધાવણુ વડે જ જન્માવતી!
તવ પ્રણયની અડી પરમ માધુરી પ્રાણને
બતાવી નવરૂપ જીવનવિવાહ આજે રહી!

ગયા પ્રબલ મેઘ, વર્ષણુની શુદ્ધ લીલા શમી,
પરંતુ હજુ મુગ્ધ આ, ભ્રમણુ, મેઘખંડો કરે.
રૂપેરી શીકરો ખરે, જ્યમ ન ચંદ્રનાં બિન્દુઓ!
હવા અડતી દેહને ગરમ-ભીની, વિદ્યુદ્વિધે!
યથા નિબિડ સૃષ્ટિ માંહિ બલવાન આત્મા હસે,
હસે રજત શાંત સૂર્ય જતી મેઘમાલા વિષે,
તૃણે ઝળક બિન્દુઓ, લળક પાનડે પાનડે,
નીકો હજુ વહી રહી સ્મિતનિમગ્ન સંભારણે!

તમે ભગવતિ! હવે પરમ પ્રેમ પામી અને
લસો ગહન તેજથી, સ્મિતની આવી આલેખના
હશે સહજ કેટલી? અતીત કેટલી? કેટલાં
સજાગ ઉર ખોલતાં તૃષિત નેત્ર આકાશમાં?

ઉઠે અશમ ઊર્મિથી સજલ આ તરંગાવલિ
સમીર તણી, સૌમ્ય જે કુસુમ પાંદડીમાં રમે

---

અણુઅટકી શ્રેણિની વહન કરનારી. ઉર્ધ્વ છતાં શૂન્ય જેવાં અવકાશમાં આક્રમણુ કરતી, કદિ ન આથમતી એવી ધન-નક્કર શક્તિ છે! માણુસનાં હૃદયને પોષે છે. અને ધાવણુથી, એટલે પળેપળનાં પોષણમાં, નવું જ આગળ ન હતું એવું સત્ત્વ આપતી એ ધરતી છે!

તેના પ્રણયની આત્યંતિક મધુરતા વ્યક્તિમાં પણ એવાં જ કોઈ મિલન માટે ઉત્કટ ઈચ્છા પ્રકટાવે છે.

પંક્તિ ૩૫૫।૬૨ ધરતીનાં સંવવનનું વર્ણન છે. જેની સાહજિકતા, મનમાં પ્રેમની પ્રાપ્તિ પણ આટલીજ સહજ રીતે થશે તેવો ભાવ સ્થાપે છે.

પંક્તિ ૩૬૩ થી ૬૬ આખી ધરતી પ્રેમમાં નાહી ચમકી રહી છે. એવાં અદ્ભુત સૌંદર્યને જોઈ મનને સહજ શંકા થાય છેઃ આવો પ્રેમ પામવાનું સહજ છે? કેટલાંયે હૃદય પ્રેમનાં આકાશ ભણી આમ તૃષાર્ત બની ટાંપી રહ્યાં છે?

કહે સુરભિ લમની અમૃત–સર્જનેચ્છા–સુધા !
નિજત્વ ઉર ખોઈ આપી લઈ એમ એવું મધુર
મને અડતી અંતરે અમલ કૈં તૃષા આતુર !
જવા અકથ વેગમાં સખિની સંગ એકત્વમાં.
ઉદાર અધરો જહીં, સજીવ રોમરોમાંકુરો,
અનન્ય શિખ થૈ મળે જ્વલન અંગ પ્રત્યંગનાં,
હિયાની લયમાન સર્જન પિપાસુ શી સ્પંદના !
શરીર તણી શક્યતા, ક્ષણિકતાની સંક્રાંતિ આ
સમષ્ટિ સહ એકરૂપ પ્રસરે ! મહાકાલમાં
અનંત નિજ તત્ત્વના પ્રભવ કાજ આરાધના !

અહો, કુસુમ ક્યાં ગયાં? ભભુકી વીજ વ્રેહાનલે !
દહે વિતથ વૃત્તિના પરિચયોની એકાકિતા !
અહીં ચરમ લોકના સજીવ કોઈ સંકેત શી
ખડી સુભગ મૂર્તિ આ, પણ હજાર વર્ષો તણી
નિરુદ્ધ, પ્રતિક્રાંત માનવ સમાજ વચ્ચે પડી
નિજત્વ તણી મંગલાશ – થકી ઘુંટી આ માલિકી !
અમારી પુરુષે ઘડી, કૃશ વિવર્ણ સ્ત્રી રેખમાં
વિસર્જન બની જતાં પ્રણય સ્વપ્ન સૌ સામટાં !
અને ઘનઘટા વ્યથા, ભીતર વીજ સંદાહની
રહી રહી વજ્રુંભતી, સતત આંસુ, આખી નિશા.

---

પંક્તિ ૩૬૭ । ૭૮ પરંતુ હવે તો વાતાવરણની અસરમાં, ભ્રમર જેમ કમલની રજમાં લોટે તેમ, હૃદય લીન થઈ ગયું છે. નિજત્વને સંપૂર્ણપણે આપી એવુંજ કૈં લેવા, પોતે અપાઈ અને નવજીવન સર્જવાની પ્રેમની લયમાણ ગતિ તેને ખેંચી રહી છે.

એ નિજત્વની કલ્પના? પોતાપણું, પ્રેમ અને નાનાપણું બધાં આ મહાકાલમાં મહાવસ્તુની પરંપરા રૂપે જોવાની આરાધના રૂપ આ પ્રેમેચ્છા છે !

પોતાનાજ એવા, વિકાસની સર્જનની આ મૂળભૂત ઈચ્છા સત્ય હોવા છતાં અને સમાજવ્યાપી હોવા છતાં વૈયકિતક સ્વપ્નજ છે. તત્કાલીન સમાજની વાસ્તવિક ભૂમિકામાં ઉગી શકતાં બીજ જેવી આ સર્જનેચ્છા નથી. તેથી જ તો પ્રબલ આઘાત મળે છે.

ધનાંધ મહીં બૂડી ક્યાંક રવિ મૂક જાતો હશે,
અને ઉરની યે હશે વિફલ આજ જાવી તૃષા,
તૃષાની બલવાન રેખ જયમ પશ્ચિમે હોય રે,
નિગૂઢ સળગી રહી અપર રક્ત સંધ્યા–ગુહા!

અહો ક્યમ ગયો હતો વિસરી પ્રેમ તારો મહા?
તમિસ્ર મહિ છૂપતી મુખની રેખ તારી છતાં
ઉરે અનુભવી રહ્યો ધબકઃ છાતી મર્મક્ષતા,
અજ્ઞાત ઉરભાવ જે ઉર રહ્યું છ ખોજી સદા।

અહીં તિમિરમાં છુપાં કિરાડ મ્લાન ખાબોચિયાં
પડ્યાં, જીવનની ઉદાસ અધુરી દશાની કથા
વ્યથા ભરતી પ્રાણમાં, ત્યમ અસહ્ય આવેગમાં
મમત્વ ઉઠતાં ઉરે પરમ પદ્મ શા જાગવા!

અહો, વિગત કેટલી સુરભિ જેવી શાંત સ્પૃહા?
સુખોની શુચિ શક્યતા શમી છ કેટલી શૂન્યમાં!
કયા પરમ અર્થ કાજ મુજ જિન્દગીની વૃથા
અસંખ્ય પળ, તત્ત્વશક્તિ સરી જાય સંઘર્ષમાં?

---

પ્રિયતમા સામેજ ઊભી છે. પણ તેની અને 'હું'ની વચ્ચે પ્રેમને નામે જે વિતથ, અસત્ય, પુરૂષનાં સ્વામિત્વવાળી સમાજે ઘડયું છે તે હકીકત રૂપી મોટો વિરહ પડયો છે. તેની આગમાં પ્રેમનાં સ્વપ્ન રૂપી પૂલો ભસ્મ થઈ ગયાં.

સ્રીને પુરૂષે નિજત્વના વિકાસનું માત્ર સાધનજ માની અને પોતાને કેવળ સાધક માન્યો. એટલે તો એજ વિકાસની માલિકી અને તે મેળવવાનાં સાધનની માલિકી આપોઆપ રચાઈ ગઈ. આર્થિક ગતિએ ઘડેલી સમાજ, સમાજે રૂઢ કરેલ માન્યતા ધર્મ, એ કહે છે કે, પિતાનો વારસો પુત્રને મળે. પરંતુ એ એટલીજ માત્ર નિજત્વ, ફળ, પૂત્ર માટેની મમતાની અનહદતામાંથી સ્રી-એક રક્ષિત–વારસાદાર મેળવાનું સાધન બની ગઈ!

ખયાલો, તરંગો અહીં પ્હેલીજવાર વાસ્તવિક ભૂમિને સ્પર્શે છે. અને જીવનની સાહજિકતા તથા કૃત્રિમતા ઉઘાડી થઈ આઘાત કરે છે!

ત્યારે કચડાયેલું મન વસ્તુસ્થિતિનો સામનો કરવાને બદલે ઉત્તરોત્તર સાંત્વન, ભાગેડુપણું અને નિરાધારતાના માર્ગે વળી જાય છે.

મને, નહિ મને જ, આ જગતના મહાપ્રેમને
સુધા સહજ જે વહે તવ ઉદાર વક્ષસ્થલે,
મળે ન પયમાન; આ ગરલ–કાંચળી ઢાંકતી
સુશોભિત હસી રહી ખલ સમાજ સ્વામિત્વની!

અને નિરખું તેમ તેમ ફિર દાહતી સામટી
પરાભવથી ડંખતી કરુણ સૃષ્ટિ આદર્શની
મનુષ્ય જીવને કશી અતૂટ મૃત્યુજાળો પડી
સુખો, પ્રણય કાજ પંખી ઉર રોજ થાતાં બલિ!

લહ્યા જખમ જે અહીં મુજ અનેક ભાંડુ કરે!
વ્રણો નવ જલે, પરંતુ વ્રણથીય કારી દવે
મને દહતી પ્રેમશૂન્ય સ્થિતિની વ્યથા–કલ્પના!
ક્યાં અમૃત કાજ જીવન ટકાવવું? મૃત્યુમાં
ચિરંતન વિરામ છે! તવ વિશાળ છાતી પરે
અકથ્ય ઉર એકતા, સહજ શાન્તિ ફેલી દિસે,
પુકાર કરતી મને, 'વહી તું આવ, આંહી સુખે!'
વહું ખબરહીન જ્યાં પથ પરે જતો એકલો
અચાનક જ ભૂખરી તવ દગો નિહાળે મને!
સજીવ તવ ધૂળમાં હૃદય લેટવાને ચહે:
અહીં વિગત મા પડી, પ્રિયતમા મહા આ જ છે!

---

પંક્તિ ૪૦૧ થી ૪૧૩ જે એ જોવા લાગે છે તે હકીકત છે. પણ એની એ વસ્તુસ્થિતિની સમજ, નથી સમગ્ર જીવનના પોતાના ગુણ–ટકવા આગળ વધવા–સાથે સંબંધ ધરવતી, કે નથી વ્યકિતગત આયાસના પ્રબલ માર્ગે વળતી.

પ્રણય – નિજત્વના વિકાસ વગર એને દુનિયા પણ પ્રણય વગરની લાગે છે. જાણે કે હૃદય રૂપી પંખીઓ પ્રેમ માટે ઉતરે, તેને પકડવા જાળો પાથરી રાખી છે, અને બધાં પ્રણયી મરી પરવારવાનાં છે!

એ પ્રેમ વગરની સ્થિતિની કલ્પનામાં ફસાય છે. અને ધરતીના ખોળા માં સૂવા હારેલ મનને વિશ્રાંતિ આપવા ઝંખવા લાગે છે.

અહો, અચલ દૈન્યની વિષમ જિન્દગી યોજના
મને નહિજ જીવવા વધુ દિયે, ઉપેક્ષા તણા
અસહ્ય પવનો સ્ફુરે અગમ સૂર્યપ્રાન્તો તણા!
ઉછંગ તવ બાઝિયાં સકલ તંતુ ઉન્મૂલતા
બઢે બલ, બઢી રહ્યાં ચહુદિશે! ઉરે જાણું હાં!–
અનંત અનપેક્ષ ના!– બહિર આ તજી, ભીતરે
જવા પરમ અગ્નિમાં, ફરી વિશુદ્ધ થૈ તત્ત્વમાં,
ફરી બહિર વિશ્વમાં તવ અનંત યત્નો તણા
પ્રતીક બનવા, મને નહિ, તનેય મારી સ્પૃહા!

અને વિહત આત્મ તો પણ લહું કશી સાંત્વના,–
અગાધ મમતા ભરી રજકણો મહીં સર્વદા,
ઉદાર ઉર ખોલી દે વિરમવા નિરાંતે સુવા,
સુધા સભર અંકમાં વિગત શાન્તિને પામવા!

છતાં મરમ જખ્મમાં સુખ ઉગાડવા, આયુમાં
કશું અમૃત સીંચવા, હ્રદય વેધી રૂહેતી સદા,
નિજત્વ થકી કોઈ નૂતન સુખાન્ત સર્જી જવા
વિષાદ થકી તીવ્ર, તીવ્ર, નવજન્મ લેવા તૃષા.

---

પંક્તિ ૪૨૪ થી ૩૬ જાણે કે, કુદરતી તત્ત્વો તેની સામે, તેનાં જીવનને મૂળથી ઉખેડવા, મથી રહ્યાં છે! ઘવાયેલા પ્રણયનું કેટલું અભિમાન? જાણે જગતની ગતિ એને મારવા માટે કેન્દ્રિત થઈ હોય?

આ માણસ પોતાનાં નિજત્વને ચાહતી ધરતી મૃત્યુ પછી પણ તેને જીવન રૂપે ફરી ચાહે છે! અતૃપ્ત આશાની કેવી ઘેલછા? ધરતી તો મારી ઉદ્ભવ-દાતા મા છે. એને તો મારી જરૂર હોય જ ને?

એટલે વિદાય તો લેવીજ છે. પણ—

પંક્તિ ૪૩૭ થી ૫૧ આ વિષાદ પણ અહંત્વનોજ છે એટલે હજી પણ પોતે જાતે નહિ તો પોતાનાં બાળક રૂપે મરતાં પ્હેલાં કશુંક આપી જવા ચાહે છે? અહંત્વની આ પ્રકૃતિ કેટલી જટિલ છે? જે મરણ તરફ પ્રેરે છે, ને સાથે જ જીવનને જન્માવવા પ્રેરે છે!

સર્જ્યું. જીવનને મળ્યું જીવન, રમ્ય સ્વપ્નો મહીં
ભુલી મન જતું મમત્વ તણી સીમ સૌ સાંકડી,
દિસે, ફરી હસી રહ્યું કુસુમ! કિન્તુ સૃષ્ટિ ભરી
વિનાશ તણી ઝેરી લાળ પ્રસરાવી મૃત્યુ રહી,
કહીં સુધી ટકી શકે કુસુમ મારૂં જ્વાલા મહીં?
ગયું સહુ નિજત્વ, સ્વત્વ, અંતિમ મમત્વ યે ઓસર્યું,
હતાશ ઉર-ભાવિ ભસ્મ વયરાનથી પાથર્યું!
કહીં નિરખવું જહીં હૃદય આંખ મીંચી ગયું?
વૃથા નિરખવું, ન મૃત્યુ કદિ કાંઈ આપે ફરી,
વૃથાત્વ તટહીન! માત્ર બલ અંધ જાતાં ધસી,
કુલો પર ફરી વળે અગણ્ય બેડી લોખંડની!

અમારી સુખહીન સૃષ્ટિ તવ છાતી માથે પડી
કશાં અશુભ ચિહ્ન શી, સુભગ સર્વ મિથ્યા કરી,
ખચ્યાં હરિત ખેતરો ન હિયને હસાવી શકે,
જહીં નિરપરાધ ક્રોડ શિશુઓ અકાલે મરે!

અસંખ્ય ઘર ગ્રામનાં હરહમેશના કલેશમાં
રહ્યાં તરફડી વિરામહીન જીવનાયાસમાં,
અસંખ્ય જન કોહતાં ઘરઘરો તણી ભીતરે:
અહો, વિફલ રે! અહો, વિફલ સર્વ આશા! કહે.

---

મુગ્ધતા, બેહદ બની જાય છે! વાસ્તવિકતા શું છે? માણસ નિજત્વના (genotype) ના વિકાસ માટે સંતતિ સર્જે છે કે, અજાણપણે અથવા વારસદારની ઇચ્છાથી?

એ વાસ્તવિક સૃષ્ટિથી અસંગત એવાં જીવનનું સ્વપ્ન, નવસર્જન પણ વિલય થાય છે.

હવે તો નિજત્વની છેલ્લી આશાઓ ઉપર પણ, તે વાસ્તવિકતા સાથે સંકળાયેલ ન હોઈ પ્રહાર થયો છે!

હવે એને જગત આખું અશુભ લાગે છે! હકીકત : પંક્તિ ૪૫૫ થી ૫૮ "જહીં ... ભીતરે" એજ છે. પરંતુ—તેની નિરાશાજનક અસર શું સત્ય છે?

વિશાળ નગરો તણાં વિયતહીન કારાગૃહો–
અહર્નિશ વચ્ચે જતા વિકૃતિપૂર્ણ અંધારના
વિકાસહીન શૂન્યની પ્રબલ ભાવિ છાયા બની
પરાજયની ગ્લાનિથી સ્મિત સમસ્ત લેતાં હરી!

અહો વિતથ, પ્રેમહીન ઘટમાળનાં ચક્રનો
અચૂક ધ્વનિ પ્રાણમાં ચહુદિશેથી આવી રહ્યો,
વિકાસહીન ભાવિ, 'જીવન અસાર,' મર્માન્તિકે
'વિદાય તણી આ ઘડી' સતત એમ બોલ્યા કરે.

હવે લગની એક એ તવ વિલીન સીતા થવા!
શિશુત્વ સ્મૃતિમાં હજી: યદિ બિછાયલા સાંજના
સમસ્ત સ્વર આજ શા, કરુણ ગીત જે જાગિયાં,
રઘુ–જગત–એકતા મથતી પ્રાણ–સીતા તણાં!

મહા જીવનપ્રેમને કહી'તી માનવે સ્પષ્ટ 'ના!'
ખુલ્યું ઉર તમારું ત્યાં, યુગયુગાન્તરોનાં તદા
તૂટ્યાં અટલ મૌન, ને ઋત પ્રસ્પંદ સત્કારતાં
ફરી પરમ મા! તમે શમવી શૈવલીલા! તદા–
હતો શું નહિ હું? હતો ખચિત, રાંકડી સીતનાં
ઉરે ડસતી વેદના, નિરપરાધને ડામતી
સમાજ તણી શાસના, મૃદુલ અંકુરો બાળતી,
સ્મૃતિ ધુંધળી કેટલી દિલદિલોની ભસ્મો થકી?
હજી અનુભવાય એ વિષમ મૃત્યુ આશા તણાં,
હજાર ઘર–સીતની કુમળી છાતીની ક્રંદના,
પરાજિત, વિલુપ્ત મંગલની મૂક લાખ્ખો વ્યથા!

---

પંક્તિ ૪૫૯ થી ૮૨ એ નિરાશા વ્યક્તિગત છે. એના ઘેરા પાસમાં એ, સીતાને એકાકી પ્રેમ માગતો પ્રાણ કલ્પી લે છે અને જગતને તેને "ના" પાડતુ–હજારો સીતાને ડામતું ક્રૂર માને છે!

એ હતાશાની પરાકાષ્ઠા–હદ તો મરણને જ આવકારે છે! જીવન–જન્મતું વિકસતું જીવન પોતે જ મૃત્યુને પોતાની જરૂર તરીકે સ્વીકારે એ કેટલો વ્યાઘાત છે?

### ૩

વ્યથા? અહ! શમી નથી મુજ અનંત, આવી વ્યથા!
અને મરણ પાર શું શમવી શકય લંગાર આ?
સુખાર્ત મમ પ્રાણ આ કયમ બન્યો છ આર્તિ મહા?
મહા જનકુલો શું આ કરૂણ મૃત્યુ કાજે સજ્યાં?

અહો, અતલ આ નિરાશ નિધિ જો રહ્યો ઊછલી,
પલેપલ ડુબાવતો હૃદય: શું રહેશે પછી?
બધી મરણ પારની જીવન ચાહના માહરી
ન કેમ નિરખી શકે જગત કેમ જીવે મથી?

અસંખ્ય અણુઓ મરે પણ વિરાટ જીવ્યા કરે!
અસંખ્ય જખમો સહીય મનુ જાતિ આગે ધપે!
અસંખ્ય જખમો સહી જનનિ! તું હજી ઉત્સરે!
મને પ્રણયના જતાં જીવન કેમ જૂઠું દિસે?
નિજત્વ મુજ જે મર્યું, મરણ કાજ શું એ હતું?
હતું મુજ, હજીય કૈંક, નવ એ શું જીવી શકે?
બન્યું વિફલ તેહ ના ફલની કાજ પ્રેરે તને?
અહો, હૃદય દૈન્ય કાં જગત દૈન્ય ભાને ભરે?

---

(ખંડ ૩) જીવન ને મૃત્યુ ભણી લઈ જનાર હતાશ હૃદયની મુગ્ધ–મૂઢ ભાવનામયતા છે. તેનો નિરાસ કરતી બુદ્ધિ, એ બધી હતાશા ને કરુણતાને હકીકત તરીકે સ્વીકારીને જીવનનાં સત્યને ફરે થાપે છે: એ છે જીવવાનું. નિજત્વ તો સમષ્ટિનો, ધરતીનો, મહાજીવનનો અંશ છે. એનો એકલો વિકાસ કે એકલો વિનાશ, એ માન્યતા મૂલે જ જીવનનું સત્ય નથી. મહાજીવન તેના અંશો સાથે વિકાસ માટે મથે છે એજ, એટલું જ મહાસત્ય છે!

જગજ્જનનિ ! તાહરાં અમૃત મેં ન પીધાં હજી !
તવૈક્ય થકી શી વિધે અળગી આ થઈ જિન્દગી ?

ઇહ જીવન ઝંખના, પ્રણય સાધના, છેવટે
જતી રજ બની જવા ? જીવન મૃત્યુ માગે કદિ ?
સહી ક્યમ શકાય એ મરણ જેહ માગ્યું નથી ?
તનેય દમતું હશે: ક્યમ ન એ પિછાન્યું કદિ ?
અજેય કંઈ યત્ન જે તવ ઉરે સદા રહે જલી,
ન કેમ પ્રકટાવું એ અમૃત આગ લાખો ગણી ?

---

પંક્તિ ૪૮૩ થી ૫૦૬ : વ્યથા – સામાજિક વારસાની વ્યથાથી સુખ ગોતવા નીકળેલુ હૃદય વ્યથાના પારાવારને કરાલ કાંઠે જ ફરી આવી ચડે છે.

એ પારાવારને જોતાં જ તેને જીવનની સાચી યાદ જાગે છે. સમજાય છે કે, વ્યથાના આ પારાવારને મળવા માટે જીવન નથી. સુખ માટેનું દુ:ખ હતું; તેને સ્થાને હવે દુ:ખ જ બધું થઈ પડયું છે !

માણસજાત આવાં કરૂણ દુ:ખ માટે સર્જાઈ છે ? નહીં. મૂળભુત કંઈ સમજફેર છે !

આ જીવનભિક્ષા હજી સુધી, સુખની ઝંખનાથી આગળ, એ સુખને સફલ કરતી ધરતી આખીના – જીવન સમસ્તના – યત્નોની દુનિયા સાથે એકયત્ન રૂપ બની શકી નથી !

જીવન એ ધ્યેય હોય તો–જ સમજાય છે કે, જે નિજત્વ મર્યું તે મરવા માટે હતું ? અને મર્યું તો જીવન એ કબૂલી કેમ લે છે ? એની શકયતાઓ સાર્થક કરવા હજી જે કૈં છે, પોતામાં અને દુનિયામાં, એણે યત્ન કરવા જોઈએ ! મૃત્યુને – અકાલ મૃત્યુને પરાભવ આપવો જોઈએ ! ધરતીમાં આવાં મૃત્યુ ઠેર ઠેર છે. છતાં એ જીવે છે – મથે છે, માણસજાત અનેક મૃત્યુ સહીને પણ આગળ જવા મથે છે.

તદાત્મ્ય ઉર મેં લહ્યું પ્રકૃતિ જન્ય સામ્યો મહીં,
તદાત્મ પણ યત્નથી થઈ ન મેં ઘડી જિન્દગી,
પ્રવાહ મહીં, એકલી ઉર તણી શુભેચ્છા મહીં
નહીં કદિ ટકી શકાય છહ ક્રાંત સૃષ્ટિ મહીં.

ભલે વિષમ હો છતાં લખ નિજત્વથી મોખરે
મહા જીવન માગતું જીવનની જ જ્વાલા અરે!
ઉરસ્થ તવ જખ્મ છે જરૂર સત્ય, છે કિન્તુ એ
મહાજીવન જખ્મીનો, કયમ સહાય એ એકલે?
અને કયમ રહે, કહીં, જનકુલોની આશા કહે?
મર્યા વિણ ન મૃત્યુ લે! વિકસ જે છ તે તે લઈ!

---

પંક્તિ: ૫૦૭ થી ૧૬ જગત સાથે એક છું એમ માન્યા કરતું હૃદય, જો જગતના યત્ન સાથે મહેનત કર્યા વગર એકલું જગતનું ભલું ઈચ્છયા કરે તો, તે સારૂં હોવા છતાં ટકી શકશે નહીં. કેમ કે, વ્યક્તિગત શુભેચ્છા એ અનિશ્ચિત સત્ય છે તેનું દુઃખ પણ એટલુંજ જ સત્ય હોવા છતાં (આગળ જેમ વ્યક્તિગત રટણા બનતાં મૃત્યુ ભણી લઈ ગયું તેમ) એ બધાં જીવનનોનાં દુઃખોનો એક ભાગ છે; તેથી તેનું નિવારણ એ તત્કાલીન શતાનો નહીં પણ સર્વકાલીન સુખ માટે નો યત્નજ હોઈ શકે!

## ૪

પણે સકલને ખૂણે અરવ નિસ—આશા સમી,
ઉઘાડી ચુપચૂપ દ્વાર તિમિરાડછેથી સરી,
મહા વિજનમાં જતી મધુર ગોપબાલા સમી
સુશ્વેત, સ્મિતસાર, સંહત પરોડ આવી રહી.

પરંતુ ઉર આજ એ મધુરતા જ ના ચાહતું,
કશી નવીન ક્ષેત્રની અસર આજ હૈયે લહું,
લહું જીવન એક તોય થઈ નેક આગે જતાં
અમારી જન સૃષ્ટિના પરિચયો જગાડી રહ્યા!
રહ્યા જગવી માતુ! આ તવ ઉદાર ખોળો તજી
પ્રયાસ પ્રતિ, જેમ આ સ્વગતિ અર્થે જાતી નદી!

જતી જીવન કાજ, કેટલી દિશાથી આવે ધસી
અસંખ્ય સુખદુઃખના ઇહ પ્રવાહ ભેળા મથી!
મહાનિધિ સમી અશ્રાંત તવ છાતી, રહેતી શ્વસી,
પરિશ્રમની કેવડી મહતિ શક્તિ છૂટી થતી?

ન તેમ નભ નિશ્ચલઃ પ્રબલ જાગી પૂર્વોર્મિઓ
વહે પવન રૂપ, ઘાસ ગતિલીન ડોલે, અહો,

---

ખંડ ૪ વ્યક્તિગત, સમૂહગત અને દેશગત એ ત્રણ રૂપે માનવ જાતના યત્નોની વિકસતી જતી એકતાનો આ ખંડ છે.

તેનાં વિઘ્નો; વિઘ્નોથી જ જાગ્રત થઈ વિકસતું જીવન એ ખંડનો વિષય છે. સંસ્કૃતિની ભાવનાઓ અને વિચારોને ફેરવી બદલાવી અને ત્યાગીને પણ જીવન પોતાનો વિકાસ કર્યે જાય છે. એ પણ આ ખંડમાં ધીરે ધીરે સમજાતું જાય છે.

પ્રકાશ પલકો મહીં નયન આગળે દોડતો
રજેરજ મહીં સજીવ થઈ વિશ્વ વ્યાપી ગયો !

વહું જ્યમ ડગે ડગે વિકટ વ્હેણુ થાતાં જતાં
અહો સહજ જન્મ ને સહજ તારી માયા છતાં
ઘડાય અમ માનવીજીવન નિત્ય સંઘર્ષમાં;
પડું પદ પદે અને જગવું નાદ આઘાતના !
દિશેદિશથી આવતા ધ્વનિ પ્રયત્નના સામટા,
કદિ સમથલો થકી વહી શકાય ? વિઘ્નો તણા
ઉલંઘી પથરા, પરંપરિત યત્ન ગાજી રહ્યા !
અહો જનનિ ! તાહરી રગરગે અમે દોડતા !

છતાં જીવનના પ્રયત્ન સ્થલ કોઈ રૂંધાઇને
રચે નિજ સ્વરૂપ એવું, તટ બાંધી એવા દિયે,
જહીં – કમલ છો હસે ! પણ અશુદ્ધ શેવાળના
થરો જીવન આવરે: હલનહીન નિષ્ક્રીયતા
મહીં ચલન તેમ ભીતરની સ્વાર્થી સૃષ્ટિ તણાં
પ્રવાહ – નવયત્નહીન – જલ, મૃત્યુ જેવાં થતાં !

તદા પ્રબલ અન્ય સ્વાર્થ ચડી આવી બ્રીટન્ સમા
ઉલેચી જલ લે લઈ નિજ વિકાસ ક્ષેત્રો મહીં,
‘ઉલેચવું, ઉલેચવું, બસ !’ ચહે છ લોભાંધ થૈ
તહીં જીવન રક્ષણાર્થ નિજ, આપણાં જાગતાં !

---

પંક્તિ ૫૧૧ થી ૪૨ સામાજિક વ્યક્તિની વિકાસ રેખા.

પંક્તિ ૫૪૩ થી ૪૮ આપણી વર્ણવ્યવસ્થાના તટો, તેમાં મુક્તિ તથા નિર્વાણના ત્યાગ ધર્મોરૂપી સૂર્ય સામે રાખી કમલ જેવી માનવ પ્રેમની સુંદર ભાવના વિકસી. પરંતુ જે જીવને એ વિકસાવી તે તો નિષ્ક્રીય થઈ ગયું હતું ! જે કંઈ હલનચલન હતું તે એ વ્યવસ્થાની નીચે અથડાતા સ્વાર્થોનું હતું !

જ્યારે આદર્શો જીવન માટે હોવાનું અટકી આદર્શ માટે જીવનને રૂંધાવું પડે છે ત્યારે આ સ્થિતિ થાય છે.

પંક્તિ ૫૪૮ થી ૭૦ : જીવનના આદર્શોમાં ભૌતિક અને અધ્યાત્મિકના ભાગલા પાડતી આ વલણથી સમગ્ર જીવનનો હ્રાસ થયો. ત્યારે ભૌતિકતાનું સત્ય પરદેશી રૂપે ત્યાં સ્થાપિત થયું.

પરંતુ લઈ ક્યાં જવા વિષ સમાન સંહાર આ !
પરસ્પર હણી હણી જીવન હિંસ્ર થાતાં જતાં !
મનુષ્ય ઉર ભીતરે પ્રબલ થતી હિંસા પ્રથા
યુગોથી વહી આવતી, અમ ઉરેય જાગે છ કાં ?

તવ પ્રણય ભૂમિ, આ કણકણોય છે કોઇનાં !
રજે રજ લખાયલી સબળ ચાહી હિંસા સદા,
પજ્યા દિવસ સોનલા તવ પ્રશસ્ત હૈયે ઝગે !
વિરાટ તવ કેદ, મા ! કહક કેવી હૈયે દિયે ?

અસંગત તને ન શું દિસતી આ મહા ક્રંદના,
અગણ્ય અમ પ્રાણની ? યુગયુગો તણાં દૈન્ય આ ?
અનંત કલહો તણી વિષમ વિશ્વ આયોજના ?
સદૈવ સુખ શાન્તિની કરુણ શોધ, કલ્પાંત આ ?

ન શું અવતરી શકે અમૃત, મંથનોની વિના ?
ન શું સુખની શાશ્વત પ્રકટવી સુધા શકય—હ્યાં ?

ન શું ગગન છત્ર આ તવ ઉદાર ખોળા પરે
નમી ગૃહ રચી શકે સકલ જીવ કાજે મહા ?
મને કહક ઊઠતી અહહ અંતરે એ સદા—
અશક્ય સમ ઝંખના પ્રકટતી જ કાં પ્રાણમાં ?
હશે પ્રબલ સ્વપ્ન આ, અબલ ચિત્તની કલ્પના ?
'હશે સબલનું જ વિશ્વ' ઋત એ ખરૂં સૃષ્ટિમાં ?

---

પછી નિર્બળ અને પ્રબલનો કલહ થયો. પણ કલહો તો આદિ કાળથી ચાલ્યા આવે છે. તો પછી સંસ્કૃતિ અને તેનાં પ્રેમળ જીવનનું શું સ્થાન ? અશક્ય જેવી આ ઝંખનાની હયાતી નિષ્કારણ તો ન જ હોય !

પંક્તિ ૫૭૧ થી ૮૯ અને એ કલહો તો નિરપેક્ષ જેવા – ગમે તે, જે બળવાન હોય તેના જ વિજયમાં પરિણમે છે. તો પછી કઈ શ્રદ્ધાને આધારે આ સંઘર્ષમાં લડી શકાય ? નિર્બળોએ મર્યાજ જવાનું ! ગમે તે હોય ! મન એટલી કક્ષાએ જાગ્રત છે કે, આ દૈન્યરૂપી અંધકાર પણ અનિદ્ર – જાગ્રત છે. વિશેષ ઉત્તર : પંક્તિ–૬૧૩ થી ૧૪.

છબુાવટ યુગો તણાં પરિક્રમો તણી કીધ મેં:
ખરે સબલનો જ છે જય સજીવનાં ધોરણે;
પરંતુ બલિદાન આ અગણ્ સ્વપ્ન આરાધતાં
સહોદર તણાં મને હજી સુદૂર ખેંચી રહ્યાં!

મને સતત પ્રેરતાં પરમ કોઈ ધ્યેય પ્રતિ,
મને કિચડમાંહ્ય આ પરમ પદ્મ દેખાડતાં!
અનિદ્ર તિમિરાંતરે જગ્રત દૈન્યનાં ભાનમાં
અદમ્ય ઉમડી રહી વમલમાલ વીચિવ્યથા!

કહે કવણ કાજ એ? કવણ કાજ આ ઝંખના?
વિદગ્ધ કરી પ્રાણ, સર્જનની કાજ જે પ્રેરતી
કઈ મહતિ યોજના? સતત ભાવિગર્ભે રહી
અનાગત કઈ ઉષા જીવન ચાહવા પ્રેરતી
ફરી ફરી ઝુકાવતી જ અવિશ્રાંત આયાસમાં?

સ્થળે સ્થળ તણા પ્રયત્નની પરંપરાના પ્રભવ,
અનંત, અનિવાર્ય, માતુ! તવ પ્રેમ તું જે જગવ!
તને સતત પ્રેરતાં પરમ વિશ્વનાં દર્શન,
હમેશ પ્રજળે છ સર્જનની કાજ જે ઇંધન!

કહીં પરમ ધ્યેય તો? વહન માનવીનું કહીં?
કહીં જીવન જે પલોપલ સ્વરૂપ પલ્ટી રહ્યું?
કહીં ચરમ જે હજી નિરખી યે શકાતું નથી?

---

શેને માટે જાગ્રત છે? કઈ ઉષા માટે એ રાહ જુએ છે? આ બલિદાન બનેલાં માણસોના પારાવાર શા માટે? આ ફરી ફરી યત્ન એ તો પ્રેમ જ જગાવે છે. જીવનનું મમત્વ, વિકાસની ભિક્ષા, દમનનો સામનો, એ આ પ્રેમનાં જ પરિણામ છે! એનાથી જ નવ સર્જનની ભઠ્ઠી જલી રહી છે!

પંક્તિ ૫૯૦ થી ૬૧૦: પરંતુ ધ્યેય શું છે? અને માણસ કઈ બાજુ જાય છે? અને જીવન જે પળે પળે પોતાનું રૂપ          છે તેનું અંતિમ દર્શન હજુ થઈ પણ શકતું નથી. છતાં એટલું તો છે જ કે મ્હેનતથી સુખ માગવામાં આવે છે. બધાંય વિસંવાદનાં બળો તૂટી જાય અને મહાન નવવિકાસ જાગી શકે! પરંતુ એય ક્યાં છે?

છતાં સતત પ્રેરતું પરિશ્રમેથી માગી રહ્યું–
સુખો : યુગયુગો દમંત બલ સૌ વિસંવાદનાં
તૂટી, સકલ જીવને નવવિકાસ જાગે મહા !
કહીં ? જીવન એ કહીં ?

ઉઠે અધીર પ્રશ્ન જે સમસમી રહ્યો ભીતરે,
હજી લઘુક બીજ છે : કમલ કયાંથી જાગી શકે ?
સ્થલેસ્થલની વ્યાહતિ, હજી જુદાઈ આયાસની,
અનિદ્ર જગયત્નની નવવસંત છૂપી હજી.

છતાં ઉઠતી અંતરે સ્થળસ્થળો તણી ભીતરે
અનંત નવ બીજની સતત ધીર શ્રેણિ સદા !
અને અહીં ઉઠાડતી જીવનભક્ષી સામે બની
કરાલ રખવાળ ! જે જીવન માગતું એજ સત્
ન શું જીવન આંહિ તો જીવન માગી લેતું સ્વયં ?
ન આ અમ પ્રયત્નનું સહી શકાય માતા મરણ !

અમે ન સહી માલિકી, સહીશું તેમ ના માલિકી !
તટે, મરણના કરે, મરણઘાવ ઝીંકા ઉડી !
જહીં 'સબલનો જય' પ્રબલ થાવું સત્યે ઘટે,
ઘટે જીવન કાજ યત્ન, દુર્દમ દલો પ્રતિકારનાં !

છતાં નયન આવરી કદિક એકલા જીવમાં
નિરાશ્રય પ્રસાર આ ફલવિહીન રેતી તણા.

---

–પ્રશ્નોની અધીરતાથી અવ્યવસ્થિત શક્તિઓ વ્યવસ્થિત નથી થઈ જતી. દેશે-દેશમાં હજી વ્યાહૃતિ એટલે કેંદ્રિતતા વગરની સ્થિતિ છે. આયાસો પણ એક માર્ગે નથી. જગતના જાગ્રત યત્નોથી આવનારી વસંત હજી ધરતીના પડમાં અથવા ભાવિમાં છુપાયેલી છે. છતાંયે ઉત્તરોત્તર વિકાસનાં બીજની હારમાળા ઉઠયા જ કરે છે !

અને સાથે અમનેય અમારૂં હિંદનું જીવન રક્ષવા ઉઠાડે છે. જીવન પોતાના વિકાસ માટે માગે એ જ સત્ય છે.

જો 'સબલનો જય' એમ કુદરતનો વ્યવહાર હોય તો ઉપરનાં સત્યે પ્રબલ થાવું જ રહ્યું ! સામે થવું જ રહ્યું !

અસીમ ક્ષિતિજે અડે, હૃદય દૂર ખેંચી જતા,
દહી અનુભવાવતા વિકલ વ્યગ્ર સંવેદના!

અહો જ્વલન આ યુગો ભરી અકાજ ક્યાં પેટવ્યાં?
અસંખ્ય અમ જાતિઓ શમતી જંગલી ર્‌હે સદા
અનેક ગઈ યે સરી અતલ ભૂત-અંધારમાં!
અહો, જનિત શક્તિઓ જીવનની જ ભસ્મીભૂતા!
સજીવ થકી કેટલી વિષમ સ્હેવી આ વ્યર્થતા?
અહેતુ તણી કારૂણી કંઈક મર્મ ઉચ્છેદતી,
ઉરેથી સરતી દિસે ચપલ આશની સંહતિ,
પરંતુ મરવું નથી જ! મર મર્મ તૂટી જતા!
ભલે, નિરવશેષ-શૂન્ય બઢી આવરે પ્રાણ આ,
ભલે, જગત આ અકાજ તટહીન ખાલી જ હો!
ઉરોદ્‌વહન કાંત-પૂર્ણ પ્રતિ અર્ઘ્ય દેતું રહો!

મનુષ્ય મન માહરે શુભ મહીં જ રોપ્યું સદા,
જીવે શુભની કાજ જો, જુગજુગોથી ઝૂઝે છ ત્યાં!
પરાજય મહીંય એ જય જુવે નવાં ભાવિના,
મને ઇહિ અકાજમાંથી મળી કાર્યની પ્રેરણા!
કહે, જનનિ! આ સુવા-વિલયહીન આ સાધના
ન શું પલટતી પ્રવાહ તવ જે વિષાદે અજ્યા?
ન શું વિકલમાં કલા અમૃત પૂર્ણિમાની સ્ફુરી?
મહા રણ-પ્રસાર શું નહિ વસંત કેરી તૃષા?
તૃષા નભતભાંતરે ચિર પ્રવાસ જે આદરે,
વિશૂન્ય રવહીનમાં, નહિ ન જીક કોઈ—અરે!—

પંક્તિ ૬૧૧ થી ૨૯ આ સમજ સ્પષ્ટ થતાં જ રેતીનાં રણુ જેવી કંઈક માનવ-વંશની નિષ્ફળતાઓ, જે પ્હેલાં કેવળ વ્યથામાં અને નિરાશામાં ખેંચી જતી હતી તે જ, હવે પ્રતિકાર કરવા બળ આપે છે!

વ્યકિતગત પ્રયત્નોની નિષ્ફળતાઓમાં પણ જે સામાજિકતા, અણુતૂટ ઈચ્છા છે તે જ આગળ દેખાય છે.

દિસે ન દમને કશે કદિય કોઈ સાથી! સ્મૃતિ–
અને સમજ સાંધતી અચલ વ્યાપ્તિ એકાંતની!
ઉગી શમતી ચંદ્રિકા, પણ ન પૂર્ણ એ ઝંખના,
ઉગે અગણ તારકા પણ ન હાથ સ્પર્શી શક્યા,
કૃપાણ સમ સૂર્યપ્રેમ ચિરદૂર રાખી રહ્યો!
અહીં ઉર અમિત્રમાં સતત એક મૂંગો ડુમો!

દવો વિજનવૃત્તિના અમિલનેચ્છુ એકાંતના
સ્વભુક પ્રખર વહ્નિ પ્રાણ અનિવાર્ય અસ્તિત્વના
દહે નિજ અનેકતા પ્રબલ એક વાર્છા રૂપે
પરિક્રમ અનંતમાં અપરિમેય તોયે કરે!

ઉચાટ કદિ રૂદ્ર, ચંડ બની ફાટી જ્વાલામુખે
દહે સ્મિતની સૌમ્ય કુંજ પલમાંહિ લાવાનલે,
થરે અચર સૌ થરો સ્વગત મૃત્યુને આંચકે
તુટે અબલ સત્ય: આંતરિક કેન્દ્ર જૂનાં ખસે!

અને વિરતિ? ના અરે, પ્રસર જે સ્મશાનો તણા
ઉઠે વિકલ, ભૂત-ભૂલ અનુતાપ આક્રોશમાં
રહે સમસમી ઉરે, પ્રલય ભૂલી સ્વપ્નો તણા
પરિક્રમ અનંત કાજ કરવાજ માતા! સદા!

---

પંક્તિ ૬૩૦ થી ૪૧ વિલયહીન આવી સાધના શું તારા – એટલે આપણા અનેક વિષાદોને સ્થાને સંજીવની નથી આપતી? એ સંજીવની દૃષ્ટિ મળતાં રણના પથારા પણ વસંત માટેની તૃષ્ણા જેવા લાગે છે.

એ ધ્યેયની જાગ્રતિથી તો ધરતી જેવી ધરતી યુગોથી એકલી મહાકાશમાં ઘૂમે છે!

અને અંદર શું છે? — માણસની સમષ્ટિ માટેની અને સાથે સાથે એક ન થઇ શકતી કૈંક વાસનાવૃત્તિઓ, જે અંદર જ કૈંક જુદાઈ સાથે લડી એકતા મેળવી લે છે. અને બ્હારનો પ્રવાસ તો ચાલુ જ રહે છે.

પંક્તિ ૬૪૨ થી ૪૯ ધરતીકંપ ધરતીને તેમ માણસને પણ આવરે છે અને બ્હારનું કઈંક નાશ પામે છે. પણ તેનું કારણ અંદરની જુદાઈ હોય છે. ફરી એ જૂનાં અને નિર્બળ થયેલ સત્યને છોડી, નવાં એક કરતાં સત્ય આસપાસ જીવન સૃષ્ટિ રચાય છે!

પ્રલંબ પટમાં પડ્યા વિફલ ગર્ત કેવાં મહા?
અસહ્ય–અનુચાર, જીવન વ્રણોની પીંખાયલાં,
અમે ય તુજ જેમ મા! અવધિહીન કાલાંતરે
રહ્યા સતત ઝૂઝતા! યુગ અનેક ક્યાંયે ગયા
ફરી જીવનને તટેજ પણ આપણી ચંક્રમા!

અહીં અશમ જીવનેચ્છુ જનતા સહે મેંય મા!
અમૂર્ત મુજ હાર્દથી મધુર મુર્ત સર્જી હતી.
ન એટલું જ હે ધરા! કુસુમ કોમળાં ગાત્રની
તુષારભર કૌમુદી અડી વિશાન્ત, હૈયાં મહીં
સદૈવ હતી અર્પતી ગહન કોઈ સંજીવની!
હતી પરમ કેટલી? જયમ અહીં તને જોઇને
ઉરે અડતી એકતા, જીવનના ઉમંગે ભરી
મને ઉદ્દતી અંતરે સતત ઊર્વિ એકત્વનાં
સુખોની, યદિ પ્રેય સહ્ય થઈ જિન્દગી આવડી!

---

પંક્તિ ૬૫૦ થી ૫૮ એવાં કેટલાંયે સુખ સ્વપ્નોના નાશનાં દુઃખ શમાવીને જીવન તરફજ જીવન ધારીએ વળવાનું છે!

પંક્તિ ૬૫૯ થી ૬૮૦ કવિનાં અંગત જીવનનો નિર્દેશ છે.

જુઓ—પંક્તિ ૪૪૧ થી ૫૧ તેમ ૧૪૩ થી ૬૧ :—

મુગ્ધ દશાની પ્રથમની ભાવનાઓ ૧૪૩ થી ૬૧ માંથી અનુભવે (૪૪૧ થી ૫૧) ઘડેલી આ યત્નની સમજ છે.

ઘણાં ખરાં માણસોએ આ નહીં તો આવાજ અનુભવોમાં પોતાનાં અંતરતમ સુખો મરી જતાં અનુભવ્યાં હશેજ. પરંતુ એ એક આજીવન કરૂણતા હોવા છતાં અંત તો, છેડો તો, નથીજ. જે જીવે છે તેણે, મહાજીવનની ભેરી જે મહાપ્રયત્નો માગે છે તેમાં યથાશક્તિ ફાળો આપવો એજ એક. જીવનને પડકારતાં આ મૃત્યુને જવાબ દીધા બરોબર છે. વ્યક્તિગત નિરાશામાંથી નિર્વેદ જન્મે છે. સમાજ આખો એ નિષેધવાદી માનસ સ્વીકારે તો મહાજીવનનો વિકાસ અશક્ય બને! એ નથી સમાજનું ધ્યેય, તેમ નથી વ્યક્તિનું પણ.

ન એક ફુલપાંખડી, હૃદયને રહી કોરતી
અકાજ અમ બાલનાં અક્રૂર મૃત્યુની કારમી
વ્યથા.

અચાનક પડી જતી વિજનમાં તિરાડો તને!
ન કોઈ દગ દેખશે ભીતર ભગ્નતાની અસર,
ન શક્ય સમજાવી, નહિ જ કાંઈ એવી જરૂર,
તુટેલ નિજતત્ત્વથી જીવન ભાગતું દૂરતર!
વ્યથા – અહ! – વ્યથા થકીજ સ્રજવા સુખોના પ્રસર!

અને અનુનયો અહો, જીવન કાજ દેવા વહી!
નવાં કિસલયો પ્રતિ સતત અર્ઘ્ય દેતા રહી;
ઉભીશ તવ શૈલ બાહુ સમ હાથ ઊંચા કરી
અનેક સહતો પ્રહાર, જયમ મૃત્યુને જિન્દગી
હમેશ પ્રતિકાર દે જીવનુપાસનાને વરી!

અહો, દુઃખ જ પ્રેરતાં સુખ તણી ચિરારાધના,
યુગોભર મનુષ્યના પ્રબલ યત્ન ક્યાંથી સ્ફુર્યા?
અને કઈ વિધે ઊગી જનકુલોની આશા મહા
† તને જગત સૌખ્યનાં સ્મિતથી નંદિતા દેખવા?
વ્યથા વિજન વ્યક્તિની જગતનાં મહાકાશમાં
અદશ્ય રહતી સદા, પ્રબલ ભાવિ આવે ધસી
સમસ્ત જગ મોરચે, જન વ્યથા જગાડી રહી
અનંત રણભેરીથી જીવન – યત્ન – સાયુજ્ય ને!

---

† ગોર્કીની સુપ્રસિદ્ધ પંક્તિઓ.

પંક્તિ ૬૮૧ થી ૮૮ મનુષ્યનું મનુષ્યત્વ તો યુગોના યુગોથી જગતને સુખી કરવા યત્ન કરતા માનવ કુળોના આગળ જતા માર્ગેજ છે. જીવનને પોષણ આપતું સત્ય તો એજ છે!

હવે ગહન દુઃખ છે, પણ પ્રયત્ન–આનંદ છે!
સજીવ મુજ તત્ત્વમાં જખમી તોય આશા વસે,
વસે પરમ સત્ય આ તત્ર અજેય કર્તવ્યનું
અખૂટ ઈહ કાલમાન તણી ક્રાંતિઓ ભેટવું!

ફરી નજર રોકી લે જીવન કાજ આશા ભરી
સપાટી તવ સૌમ્ય, શ્યામ, સરતી સદાનંદનાં
વિમુક્ત ગગનો તળે, સરળ સ્વચ્છ માટી તણા
સજીવ કણ નોતરે પ્રકટ પ્રેમ – આયાસને!
દ્વિભાવ ઉરના શમે જયમ મનુષ્યનાં ભાવિના
નવા પથ ખુલે, ફરી જનનિ, સ્તન્ય તારાં મળે!
મળે જગદુષાની ઝાંખી પણ ક્રાંતિ–રેખા ઉરે!

1

---

પંકિત ૬૮૯ થી ૬૯૯ એ સત્ય સમજ માં સ્થપાતાં ફરીથી દુનિયાના યત્નોની જમીન અને તેના ભાવિ વિષે શુભ ભાવિ હોવાની સંજીવક દૃષ્ટિ ઉઘડે છે. એજ છે માનવ ક્રાંતિનું સ્વરૂપ.

# ૫

ઉષા દલિત લોકનાં 'અચલ' દૈન્યને ભેદતી
ઉગી તવ તટે મહાજીવન મુક્તિનાં દ્વાર શી!
વ્યથા–વિકલ, વ્યસ્ત માનવ-સુભાવી આયાસમાં
સ્ફુરી સજીવ સંહતિ, સુખદુઃખોની દુર્દાન્ત આ
અજસ્ર ઘટમાળમાં સજીવ ઐક્ય તારાં ફરી!

ઉષા ગહન લાલ લાલ અમ અંતરે જાગતી,
અજાણુ રશિયાથી જે લકીર પ્હેલવ્હેલી ઉડી!
લસી જીવન ઝંખતાં જન ઉરો તણી ભીતરે,
સમસ્ત તવ દેહમાં પ્રકટી પ્રાણુ–દીપાવલિ!

સુદૂર હજી એ મહાજીવન પૂર્ણુતાના પ્રસર,
ઉરે પણુ અડીછ એ યુગ પરોડ કેરી ધુસર,
ન નેન નિરખે છતાં અનુભવાય એની લહર,
મને ત્યમ મળી છ મા! તવ ઉરેથી આશા અમર!

ઈહિ પ્રબલ ઐકયથી જ શિશુ હાસ્ય સર્જાયલાં
અગાધ તવ અંકમાં જીવન વ્હેણુ જાતાં વલ્યાં

---

ખંડ ૫: મહાજીવનની ઘટનાઓની વિકાસલક્ષી ગતિ અને તેનાં ક્ષેત્ર રૂપ ધરતી પર એને માટે મથવામાં આડી આવતી વ્યતિગત મુગ્ધતા અને નિરાશાને ફેરવતી સમજની જાગ્રતિ Conviction) પછીનો આ ખંડ, એ યત્નની સિદ્ધિ અને આદર્શનાં દર્શન, મનન અને સંજીવક અસરોની એકાગ્ર અને સંહત ઉદ્‌બોધનાનો છે.

પંક્તિ ૭૦૦ થી ૧૨ માણુસના યત્નોનો કેંદ્રિત પ્રકાશ-જે હજી ઉઘડતો છે-તે ઉષા સર્વ પ્રથમ રશિયામાં સ્પષ્ટ રૂપે ઉઘડી. તે પ્હેલાં યત્નો ન હતા તેમ નહીં પણુ બલિદાનોને સફળ બનાવતા-ઉત્તરોત્તર વિકસતા અને આખી માણુસ જાતની સ્વપ્ન સૃષ્ટિને આકાર કરતા સ્થિર પલટા રૂપે આ સૌથી બળવાન અને જાગ્રત યત્નો છે.

સ્થળે સ્થળ થકી મનોમય શી સૃષ્ટિ સંવાદની
બજાવી રહી બીન જાગ્રત વિરાટ આત્મૈક્યની

પરોડ જ્યમ લાખ લાખ વિજને ઉગી આથમી,
મને સજગ શાંત ચીન તણી પીળી માટી ગમી!
અફાટ પટ યાંગૂસિકયાંગ્ તટ તણા પઙ્યા, મર્મ શી
કહે યુગની વાતઃ જીવનની સાદી કર્મણ્યતા,
સુખોની શુચિ કામના, અફલિતા જ નિત્યે રહી,
અને જગત ને દઈ કરુણ મૃત્યુગાથા ગઈ!

અહીં યુગયુગો ઉગ્યા અગણ ચીનના મ્હેનતુ
સ્વકર્મરત, જીવનેચ્છુ, તવ સૌમ્ય આશા સમા;
પરંતુ નહિ વિશ્વ આ કુસુમ કાજ પૂરું હજુ,
હજુ પરજીવી પ્રપંચી આક્રમક ચૂસતા જો, મધુ!
અનંત ઉતર્યાં અહીં તીડ સમાન સૈન્યો સદા,
અસંખ્ય ફુલવાડીઓ ઉપર ભસ્મ ફેલાવતાં,
અને કુસુમને ય વજ્ર, સુખનેય શક્તિ થવા
હજુ હજુ જરૂર છે જીવન વૈરી સંહારવા!

અને નિરખતો જ ત્યાં જીવન રૂપ લેતાં જુદું:
પ્રશાંત જનજીવન પ્રબલ રૂદ્ર થાતું ખડું!
વિરાટ બનતું જતું, જગ સમસ્તને પ્રેરતું
અખંડ ઝઝુમી રહ્યું, મરણને ય ડારી રહ્યું!

---

પંક્તિ ૪૧૩ થી ૧૬ માણસની આ બળવાન બનેલી જીવન માટેની એકતામાંથી જ 'શિશુ હાસ્ય' એટલે નિર્દોષ શોષણરહિત વિકાસની શક્યતાનું સૂચન જન્મે છે. જીવન પ્રત્યે મમતા જાગે છે. અને તેનો સંવાદ એટલે સહકારી શક્તિ એક મહાકાર્ય રૂપે આગળ આવે છે.

પંક્તિ ૭૧૭ થી ૩૪ માણસ જાતની આ જાગ્રતિ અને તેની પ્રવૃત્તિ દુનિયાની પ્રજાઓમાં જુદી જુદી કક્ષાએ જાગી ઉઠી છે.

સોવિયેટ સંઘમાં મ્હેનતકશોનું રાજ્ય સ્થપાઈને સાબીત થઈ ચૂક્યું છે કે, દલિત વર્ગની દલિત દશા જે અનિવાર્ય કહેવાતી તે સાચું નથી. એ નવું સત્ય સ્થપાતાં દુનિયાભરના દેશોમાં દમન સામેનાં સંગઠનો પ્રબળ બની રહ્યાં છે.

અહીં નિરખતાંજ કાં હૃદય હિંદી મારૂં હલ્યું ?
સમાન ઉરભાવ ઓળખી સમાન યત્નો તણાં
પ્રચંડ દલ સર્જવા જીવન જો જગાડી રહ્યું !
અને ગભીર સ્પર્શતી કરૂણુ પીળી માટી – અડી
મને જનમ ભોમકા પગ તળે, ઉરે સ્પર્શતી,
જગાડી સહુ સાથ તું જીવન મારૂં માગી રહી !

તથા નિરખતાં અફાટ પટ જે તિબેટ અડે
મને થતું હઝાર જીવન તું એકસાથે ચહે
અશ્રાંત, અવિરામ, તું અમ પ્રયત્ન ઉત્તેજતી
"કયુર" સમ લૈ બલિ જીવન નવ્ય સર્જી રહી !

હિમાચલની સૃષ્ટિ સંભા વડે ભલે નોતરે
મને જીવનના પુકાર લઈ જાય જૂદા તટે:
પ્રગાઢ ઘન જંગલોથી પથરાયલું આફ્રિકા
ઉરે દહતું, ચિત્ર જેમ હબસી ગુલામો તણાં
ઉઠે નજર આગળે: વિલય કૈંક વંશો તણા,
હજીય વધતા, હલાલ પરદેશીઓએ કર્યા,
રૂધીર ખરડાયલાં, દલિત 'હિંસ' તોયે રહ્યા
ઝઝૂમી વિષવાયુમાં અફલ ભૂત–વેલા સમા !
ફલો વિણ વિલાપતી જનનિ ! તારી આશા સમા !
મહાજીવન રૂંધતી કરૂણતાની આથી વડી

---

—ચીનમાં કુદરતી સમૃદ્ધિમાં રાચી રહેલા લોકોના ઉદાસીને બ્હારથી આવેલાં આક્રમણે જગાડી છે. સુખ માટે શકિતવાન થવું પડે છે એ સત્ય ત્યાંની **સુખથી** નિર્બળ થયેલી પ્રજાની જાગ્રતિ અને પછી સામનાથી સ્પષ્ટ થયું છે.

પંકિત ૭૩૫ થી ૪૦ ચીન જેવી જ દશા હિંદની–આપણી છે. ચીનને જોતાં જોતાં જ પગતળેની વસ્તુસ્થિતિ હૃદયમાં નિશ્ચય પ્રેરે છે.

૭૪૧ થી ૪૪: અરે, બિલકુલ અજાગ્રત તિબેટ પણ સાફ સમજાવે છે કે, હજારો બલિદાનો વગર આરો નથી. મલબારનાં કાયૂર ગામના ચાર ખેડુત આગેવાનો ૧૯૪૨ માં ફાંસીએ ચડયા એનાં ગવાયાં અને અણગવાયાં હજારો બલિદાનોની જરૂર ઉભી થતી જાય છે. અને એ મળતાં પણ રહેશે !

કહીં નિરખવી કથા ? જાહિં સુધી વ્યથા આ હશે
મહાન જગસંસ્કૃતિ પણ રૂધીર–ભીની હશે;
નહીં કદિ વિડંબના જીવન આ પચાવી શકે.
સમષ્ઠિ સ્વપ્નોની એ અસર આજ હૈયે દમે !

ઉરે અડતી કાવ્ય – સ્મૃતિ – ભૂમિ વિટ્મેનની
ચિરાક્ષિતિ અમેરિકા, અતટ મેખલા બીડની
મહા મિસિસિપી અને મિસુરિના પ્રવાહો જતા
વિરાટ પથ રૂદ્ર વારિ પથ ભવ્ય કેવા જતા !
જતા, ઉછરતી પ્રજા જીવનમાં નવાં સ્પંદને
વિકાસ પ્રતિ વધતી, જયમ પ્રયાણ આ પાણીનાં !
કહીં છવિ છુપી ગઈ ? અસર માત્ર હૈયે રહી !
મનુષ્યગણ – યત્નની પ્રબલ સૃષ્ટિ જાગી છતાં
ફળી ન સુખશક્તિઓ; બલ બની પ્રતિક્રાંતિનાં
ગ્રહ્યું ચીન યુરોપનાં દહન તેય મિથ્યા થયાં !

---

પંક્તિ ૭૪૫ થી ૫૮ હિમાલયની ખેડાયેલી સાંસ્કૃતિક અને અણખેડી ભૌતિક સમૃદ્ધિ, તેની સંભવિતતા મને જરા ખેંચે છે. પણ એ ભાવિ કરતાંય વધુ અગત્યનો વર્તમાન મને આફ્રિકા દેખાડે છે.

દલિત જાતિઓની આ દશા સાથે આગળ વધતી દુનિયા, એટલી પછાડી જ ખેંચાઈ રહી છે જીવનનું આ રૂંધામણ ધરાવતી કોઈ પણ સંસ્કૃતિ તેટલી દૂષિત જ છે.

પંક્તિ ૭૫૯ થી ૭૭૧ અમેરિકાનાં પ્રજાતંત્રની સ્થાપના વખતનો મહાકવિ વૉલ્ટ વિટ્મેન તે સમયનું ભવ્ય ઉદાત્ત ચિત્ર આપી ગયો છે.

—પરંતુ એ પ્રજાતંત્રની એ ભાવનાઓ જાગી પણ વિકસી નહીં. મૂડીવાદના વિકાસ સાથે ૧૯૧૪।૧૮ સુધીનાં રાજ્ય લોભોનાં અનેક યુદ્ધોએ કંઈજ ન શીખવ્યું હોય તેમ અમેરિકા, એશિયા–ચીનનાં બજારોમાં વર્ચસ્વ જમાવવા લાગી ગયું. પ્રતિક્રાંતિનાં બળો એટલાં વધી ગયાં કે, એ ચીનને દબાવતાં જપાનને ભરપૂર મદદ આપવા લાગ્યાં !

એ મૂડીવાદે દાણા અને વસ્તુના ભાવ ઊંચા રાખવા, પ્રજાને ન આપતાં તેનો નાશ કર્યો ! ધરતીનું દૂધ ઢોળાઈ જાય છે. અને અસંખ્ય બાળકો–ગરીબો ઠેર ઠેર ભૂખે મરે છે !

આવાં અમેરિકામાં ધરતીની આપણી વિધવાની વિફલ દશા જેવી દશા થઈ. આવા દગા અમે – માણસે તારા વિકાસને કેવી રીતે દીધા ? બલ્કે આ ન માની શકાતો અધઃપાત છે !

ક્ષમી જનનિ ! શું અહીં પણુ અકાલ આશા હશે?—
ન જે પ્રકટ થૈ શકે? તવ ઉદાર વક્ષઃસ્થલે
વૃથા વહત દૂધ, દુઃખભર તું નિહાળી રહે :—
હજાર શિશુ ભૂખમાં કણસતાં સ્થળે ને સ્થળે
અને અમૃત પાન દગ્ધ ધનભોમ શોષ્યા કરે!
યથા સહતી કોટિ હિંદવિધવા વૃથા આયુને
વ્યથા વિફલ કોરતી જીવન-ભાન તારાં હશે!
કશી વિધ અમે ય મા! અસહ છેહ દીધા તને?

મહા જીવનના ક્રમો હૃદયમાં ખિલે ને ખરે
અહો, જીવન આપણે સતત કોણ જોયા કરે?
પદાર્થ-કૃતકૃત્યતા તણી અશામ્ય જાગર્તિ જો,-
મહાજીવનના પ્રવાહ મહીં અર્ઘ્ય અર્પ્યા કરે!

ઘડાય સ્મૃતિઓ કહીં? જીવન ઉચ્ચ જાગે કહીં?
મનુષ્ય મન કાર્યને સકલ શક્તિ અર્પે જહીં
જિવે મરણુ પાર એ પલટી રૂપ સંસારનાં
જિતે સ્થગતિને નિવેશતું સમૂર્ત આપે કરી!—
અભૂત પથ આવરે પટ વિરાટ યુક્રેનના!
મનુષ્ય તણી સાધનાની બલવાન સંજ્ઞા સમાં
અફાટ બીજ-ખેતરો, નિપરબંધ જાગી ઉઠ્યા,

---

પંક્તિ ૭૭૭ થી ૭૮૪ મહાજીવનના આવા અધઃપાત અને ઉન્નતિના ક્રમોની સંભાળ કોણ રાખે છે? પદાર્થ-વસ્તુ માત્રની હયાતીને સફલ કરવા ઈચ્છતી તેની સગુણતાની જાગ્રતિ જ મહાજીવનના પ્રવાહમાં પોતાનો અર્ઘ્ય-ફાળો આપી શકે છે.

એ જાગ્રતિ વગર ગમે તેટલા અનુભવો છતાં જીવન ઉંચા ધોરણ પર લઈ જઈ શકાતું નથી. જેને આ જ્ઞાન છે એ કાર્યમાં બધી શક્તિ આપે છે. એજ સંસારનાં મરણ-સ્થગિતતાને જિતી, આવનાર ભાવિને મૂર્ત કરી શકે છે.

તેના પુરાવા રૂપ સોવિયેટ સંઘ છે!

હજાર શુભ માતનાં ઉદરથી ધર્યાં બાલકો
હજાર નિજ જિન્દગી દઈ રચ્યાં નવાં જીવનો—
નવાં સુખ! અજોઈ સામ્ય દુનિયા તણાં સર્જનો!

વિલુપ્ત! અહ, કોની પેર તવ રોષ-રાતી દૃગો ?—
પૃથા, તવ કુપુત્ર સૂતી કરી કૂખ તારી રહ્યા!
મદાંધ સહુ મૂડીમત્ત સ્તન ચૂંથી તારાં રહ્યા,
—છતાં વહતું દૂધ!—દાનવ બની હણ્યાં બાળકો,
દબાવી સ્તનદર્દ તું નજર રોકતી ભાવિપે,
પરંતુ પશુનાં પશુત્વ થકી હીનતાના મદે
અમાનુષ બનેલ નાઝી તવ ગર્ભ કાજે કુદ્યા—
અને!—
ભલે, ઉથલતી ન તું, રડતી યે ન તું! તાહરે—
ઉઠ્યા સકલ રોમરોમ વડવાગ્નિ દાવા રૂપે
મહા જનકુલો તણાં હૃદય જાગી ઊઠ્યાં દવે!
દહે વિષમ વૈર ભાવ! કુલમાંથી જ્વાલા ફુટે!
જલે જીવતું મોત! જીવનની કાલ-મુક્કી વડે
કુટીલ સહુ નાઝી-ફાશી પછડાટ ખાતા!
અહો!—
યુગો પછી બન્યો અજેય જનલોક કલ્યાણનો!

કશો સ્ફુટ કણે કણે! જગત ખૂની સ્હામે ચડે!
અદમ્ય થઈ વ્યાપતો!—'અફલ' શીત સૈબીરિયા—

---

પંક્તિ ૭૮૫ થી ૯૦ જ્યાં હયાતી—માણસજાત—એટલી જાગ્રતિની કક્ષાએ આવી કે, એણે શોષણરહિત જીવનને માટે ક્રાંતિ કરી, જિત મેળવી નિપરબંધ જેવાં વિરાટ આયોજનો અને યુરલ—સાઈબેરિયા—યુક્રેન જેવી સમૃદ્ધિ ઊભી કરી શકાઈ. એ સામ્યવાદી જાગ્રતિની પ્હેલાં ન જોયેલી જનશકિતની વિકાસધારા માણસ જાત માટે કેટલી આશાજનક છે!

પંક્તિ ૭૯૧ થી ૮૧૨ પરંતુ એ નાશ પામે છે-એનો નાશ થાય છે!! લશ્કરી મૂડીવાદે માણસજાતનાં આ ભાવિને જમીનદોસ્ત કરવા ખૂની હૂમલો કર્યો છે!

તહીં ખનિજ જાગતાં, તવ સજાગ ઇચ્છા તણાં
રચાય નગરો નવાં! પ્રબલ સજ્જ સત્યો તણાં
ઘડાય નવ બાલકો! જીવનરક્ષી ધિક્કારનાં
ધસે અદમ સૈન્ય માતુ જય તો મહાસાધના!

મર્યાં–અફર ભાંડુ જે, શબ સૂતાં છ તારાં હયે:
શમ્યાં સકલ કાલ કાજ? ઉર જિન્દગી ચાહતાં
અસંખ શુભ ભાવનાં સપન એ ભુલાઈ જવા?
કશી પરમ તું થતે જીવિત રહેત જો એ બધાં!
ન શું સકલ હર્ષમાં કરુણ જે છૂપું તે ય આ
અસંખ્ય ઉરથી સ્ફુર્યાં મૃત પ્રવાહની વેદના?
ન શું અમ ઉરે ઉઠે અમર એની સંવેદના?—
સદા જનજનાંતરે ઉઠતી જે મહા ઝંખના!
અપૂર્ણ જીવનો, અકાલ મરણો! ન મિથ્યા જતાં
પરંતુ તવ પ્રાણમાં સતત જન્મી ને જીવતાં
અનંત ગતિ–ક્રાંતિનાં અમર એહ વિદ્યુદ્ અણુ!
પરાભવ નથી જ, મા! જીવન કેમ જૂઠું ગણું?

—મૂડીવાદ આટલા દિવસ માત્ર આપણી માતાનાં સ્તન ચૂંથતો હતો, યુરોપનાં દમન વખતે એનાં બાળકોની કતલ ચલાવી. પણ સોવિયેતસંઘ ઉપરનો હલ્લો તો માતાના ઉદરમાં રહેલ માણસજાતનાં સાંસ્કૃતિક ભાવિ રૂપી ગર્ભ ઉપર હલ્લો છે. કોઈ પણ માતા એ જીવતેજીવત સહી ન શકે।

અને એ માતાના એ ક્રોધના વડવાગ્નિની શિખાઓ રૂપે દુનિયાપરનાં માનવકુળો–પ્રજાઓ પ્રકટી ઉઠ્યા છે! અરે, ફૂલ જેવાં કોમળ મન પણ જ્વાલા રૂપ બની ગયાં છે!

યુગોના યુગોથી આજ સુધી જનલોક જે કલ્યાણ માગતો છતાં પરાજય સહતે તે આજે પ્હેલી વાર અજેય બની શકયો છે।

અજેય બન્યો છે એટલું જ નહીં પણ આજે એ સામો થઈ વિજયને માર્ગે જઈ રહ્યો છે।

સાઈબિરીઆની અફલ કહેવાતી જમીન પણ આ પ્રયત્નમાં સત્યને પ્રબલ અને સજ્જ કરવામાં ફાળા રૂપ બની છે! હે મા! તારી આ મહાસાધનાને જય મળો!

**અમર્ત્ય શુભ કાજ આ અખિલ વિશ્વ સર્જાયલું:**
**મહાન દ્ધિ ઐક્યથી જીવન વિશ્વનું ખીલતું !**

વટાવી હિમ હિંદુકૂશ, રુક્ષ બીયનાં નિર્જને
સુષુપ્ત ઉરગાન જેમ મયદાન સૂતાં સદા,
જતાં અગણુ વર્ષ ઊડી, કદિ સ્વપ્ન જેવો મમ
પ્રવાસી ભટકે જહીં, કદિ અચિંત્ય ટોળાં જતાં
સમાદિ ભરવાડનાં, વિયતબદ્ધ સ્ટેપીઝના
અફાટ પટ પ્રાણમાં અકલ વેદનેચ્છા ભરે,
ભરે કંઈક એવું જે કદિ નહીં હું જુદો, અને—
ભલે ન કદિ જોઈ જોઉં તવ મૂર્તિ એ રૂપમાં—
છતાં હૃદય ખેંચતું કંઈક છે તહીં જે અહીં
મને જગ પથે અતૂટ સુખદુ:ખથી બાંધતું,
યુગાન્તર પ્રસન્નમાં વસતિ સિન્ધુ દેખાડતું,
નવાં જગતનાં સુખોની કડ઼ આમ જોડી રહ્યું !

---

પંક્તિ : ૮૧૩ થી ૨૬ જયની આ મહાસાધના જ છે. એની પાછળ જીવનનાં સૌથી મહત્તર અંશોનાં બલિદાનો છે. આજની સંસ્કૃતિની આ સર્વોચ્ચ કક્ષાએ જાગેલી પ્રજાનાં બાળકોનાં મૃત્યુ ! સંસ્કૃતિ માટે ! કેવી વિષમ વાત છે ! એ બલિદાન આપનાર જીવતાં હોત તો માનવતા કેટલી સમૃદ્ધ હોત ? ધરતી કેટલી સૌભાગ્યવતી હોત ?

પરંતુ એ મરેલાં પણ માનવ જીવનની વિશાળ હયાતીને પ્રાણ આપી ગયાં છે. એમનાં મૃત્યુની ખિન્નતા અને તેમની ઝંખનાની ઉત્કટતા હજીયે માણસજાત અનુભવે છે. અમુક પરાભવ—અમુક મૃત્યુ, એ ખોટ હોવા છતાં, જીવનની ગતિમાં કાંઈ નિરર્થક નથી. ગયેલાં અને આવનારાંની વચ્ચે એક મહાન કાર્ય માટેની એકતા છે. અને તેથી કરીને જ વિકાસ શક્ય બને છે !

પંક્તિ : ૮૨૭ થી ૩૮ હિંદુકુશની પેલે પારના દેશમાં આજની નિર્જનતાને સ્થાને ભવિષ્યમાં સેમિરીઆથી પણ વધુ આગળ વધેલ આવા ભોગોથી શક્ય બનેલ પ્રજાજીવન, મને કલ્પનામાં આવે છે. એમ જીવનનાશના શોકની અને વિકાસના આનંદની, બન્ને લાગણી મને થાય છે.

સ્થલે સઘન સત્ય તું, સચર સત્ય જેવા અમે,
વિચાર ઉરભાવ ના પ્રવર્ક કાંત કાર્યે રમે,
સમષ્ટિ ઉર સ્પંદતું સકલ અંશમાં એ વિધે,
વિરાટ તવ મૂર્તિ મા! ત્રિવિધ એમ મેં જોઈ છે!

અમારી જનવંશની મનની ભોમની ખેડ શા
વિચાર, અહ, કેટલા અપરિમેય! કૈં શબ્દ શા
સુરેખ! કંઈ વારિના વહન જેટલા ચંચલ!
કંઈ ગભીર અબ્ધિ શા, કંઈ પ્રશસ્ત મેઘો સમા–
પલેપલ ફર્યે જતા, કંઈ સુરંગ સંધ્યા સમા–
પ્રભાતિમિર મિશ્રથી ઉર સમસ્ત રંગી જતા!
કંઈ અતલ–ઓલનાં તરલ તારલા બિન્દુ શા,
કંઈ નિબિડ નિસ્તલ હલનહીન આકાશ શા
કરે અધીર પ્રાણને ગતિની તીવ્ર જ્વાલા થવા!
કંઈ નવીન ભાવિ શા, તિમિર ચિત્તનાં ભેદતા
પ્રયત્ન ક્રમથી સ્ફુરે, નિધિ નિરાશમાં ઊંઠતા
અદમ્ય નવ નાવી શા! ફિર ઉઘાડી, જાણે ઉષા!
કંઈ અકથ, એકલા, અનુપમેય, કૈં–કાલના,
અબધ્ધ, અનુભૂતિને કરી સતેજ આવી જતા!

---

પંક્તિ : ૮૩૯ થી ૪૨ દેશોદેશનાં દર્શનમાંથી ધરતીની ત્રિવિધ મૂર્તિ સમજાય છે. એ સ્પષ્ટ રૂપે માનવ ધરતી છે. એક તો જીવનની ભૂમિકા રૂપે જે, સઘન – માટીના અથવા વસ્તુગત છે, બીજી માણસ જાતની જે, જિવંત એટલે ગતિ અથવા કાર્યની વાહક છે તેનાં રૂપે. અને ત્રીજી વિચાર અને લાગણી જે વસ્તુગત હોવા છતાં વસ્તુને જ ઘડતાં કાર્યમાં, ગતિમાં, વ્યવસ્થા અને વેગ આપે છે! આવી યોજનાવાળા પ્રત્યેક અંશમાં આખું જીવન ધબકી રહ્યું છે. પૃથ્વીની એવી માનવી અને જીવન ભરી સમગ્રતા દેખાય છે!

પંક્તિ ૮૪૩ થી ૬૩ એ વિચાર અને ભાવોના ગુણ અને વર્તનની છે એ પણ ધરતીનાં જીવનનાં એક મુખ્ય અંગ રૂપી સત્ય છે. જે. વસ્તુનાં ઘર્ષણ અને ગતિમાંથી જન્મી પ્રેરક બને છે! વિચારો અને ભાવો. અનેક વ્યક્તિત્વોના હોવા છતાં. માનવ-વંશની માનસિક જમીન ઉપર એ એક સમગ્ર સાંસ્કૃતિક પરિપાક રૂપે સ્ફૂટ થાય છે. ધરતીની અસંખ્યવિધ અણુઓની અસંખ્ય પ્રકૃતિથી પ્રત્યેક દિશામાં એ પ્રવર્તે છે. અને વસ્તુઓની બ્હાર જઈ, ભાવિ સ્વરૂપની કલ્પના તથા આશા જન્માવે છે!

તવ પ્રકૃતિની પ્રવૃત્તિ સમ વર્તતા સર્વતો—
સ્ફુરે, અહિંથી ભાવિમાં પ્રબલ સેતુ ફેંકી રચે
અનાગત સુખોની સૃષ્ટિ! દિલ નિત્ય ખેંચે પછી.

તને યુગ અનાદિથી ગુણ દઈ ગુણાઈ રહ્યા,
કણેકણથી બાહ્યને અખિલ જે અજંપે ઉભા!
દમે, દમક પ્રેરણા, જીવનભિક્ષુ સંવેદના,
ઘડી રહી અસંખ્ય ઘટનાની પ્રાવર્તના!

તમે તમ વિકાસની પ્રબલ પ્રેરી આક્રાંતિ આ?
અમે તમ ઉરેથી આ ખનિજ ખોદી? વા એ વિધે—
પ્રયત્નરત એકમેક વિકસાવતાં ભાવિ ને?

ઈમારત પ્રચંડનાં પુર ખડાં, અને પેઢિયો
વસી ગઈ અમારી, ને ફરી ખરે છ એનાં કણો!
જિવંત અજર સ્પૃહા જીવનની જગાડે બલો.
અમે રચત લોહની ગગન ભેટતી સૃષ્ટિઓ,
પલેપલ ફૂળી રહી અશમ ભાવિની મૂર્તિઓ,

પલેપલે ખરી રહ્યાં વિગત સંહતિનાં કણો!
અનંત અવકાશ—સર્જન—ભવિષ્યને કેટલો?
મનુષ્ય ઘડતો, ઘડાઈ, તવ સ્વપ્નની સૃષ્ટિઓ!
યુગેયુગ નજીક આવી રહી વ્યસ્ત સૌ શક્તિઓ,
અહા, જનનિ, જીવસત્ત્વ પથ પૂર્ણતાને જતો!

---

પંક્તિ ૮૬૪ થી ૮૦ "તમે" એટલે અહીં વસ્તુગત ધરતી છે. એણે પોતાના વિકાસ માટે પરિવર્તન ઘડયું કે, અમે જે કાર્ય કરનાર છીએ તેણે આ ખનિજ ખોદી? કે પછી વસ્તુના ગુણ અને કાર્યની શક્તિ એ બન્નેથી ભવિષ્યનો વિકાસ થઈ રહ્યો છે? એમ જ છે, કેમકે, જ્યાં લગી વસ્તુના ગુણો અને કાર્યશક્તિ બન્ને એક માર્ગે હોય છે ત્યાં સુધી વિકાસની ગગનચુંબી ઈમારતો ઊભી થાય છે. અને જ્યારે જુદા માર્ગે,—વસ્તુગુણની વિરૂદ્ધ કાર્ય અને કાર્યની શક્તિ રહિત વસ્તુ બને ત્યારે એ સૃષ્ટિનાં કણેકણ ખરી જાય છે!

જતો જીવનનો પ્રવાહ : નહિ કોઈ અંગે જુદો,
પલેપલ બની રહ્યાં પ્રકટ ઐક્ય કેરાં બલો :—
મનુષ્ય પથ વિસ્તરંત, અણુકેલ અસ્તિત્ત્વની
નિગૂઢ નહિ સંહતિ વધુ રહી શકે, માતુ–ઓ !

મનુષ્ય જનમી મરે નિજની કાજ, આગે કશું
પશુત્વ સમ યોનિની સ્મૃતિ થકી રહે શું વધુ?
છતાં, જીવન જેમ વ્યાપક રચાય જૂથો મહીં
સમાજ મહીં સર્જન દ્યુતિ સજીવ વ્યક્તિત્ત્વની !

પ્રજા જિવતી સંસ્કૃતિ થકીજ માનવી સંઘની,
વિકાસ ગતિની દિશા બૃહત નિત્ય થાતી જતી;
પ્રજા ન ટકશે યદિ વિમુખ વિશ્વવ્યાપારથી,
અહો, જનનિ ! જન્મતી અખિલ તારી આશા નવી !

કૃતાર્થ બનવા મહીં સકલ મમ અસ્તિત્ત્વના,
કૃતાર્થ બનવા મહીં જ સહુ ધર્મ અસ્તિત્ત્વના,
વૃથા, અચરિતાર્થ, વ્યક્તિવશતા જ મર્ત્યત્વ છે,
કૃતાર્થ અવિભિન્નતા અમર ભાવિનું બીજ છે !

---

અને છતાંય વિકાસ માટે અનંત ભાવિ પડયું છે ! માણસ વસ્તુરૂપ ધરતીને નવે રૂપે ઘડતો ઘડતોજ ઘડાય છે ! પોતેય કંઈએક નવા અનુભવથી નવો બનતો જાય છે. આમ યુગેયુગે જુદી જુદી પડેલી શકિતઓ પાસે આવી રહી છે. અને જીવ-સંઘ આખો, વિકાસ પૂર્ણતાને રસ્તે જઈ રહ્યો છે ! એમ જીવન માટે એક થતા અંશોથી, અસ્તિત્વની એકતા વધુ વખત છુપી કે વિસરાયેલી નહિ રહી શકે : બલ્કે આખું ભાવિ સ્પષ્ટ બની જશે.

પંકિત ૮૮૧ થી ૯૬ એ એકતા વ્યકિત અને સમાજમાં કેમ વિકસી ? આદિ કાળમાં વ્યકિતઓ પોતાના માટેજ જીવી અને મરી જતી. તે વ્યકિતગત પોષણ પામી ગઈ હશે, પણ માનવસર્જકતામાં કશો ઉમેરો ન થતાં, એ, એક જાતનાં પશુજીવન જેમ નકામી જીવી ગઈ. પણ જ્યારે માણસો વિશાળ સમૂહોની વ્યવસ્થામાં જીવવા લાગ્યાં ત્યારે એ વ્યવસ્થામાં વ્યકિતત્વ પોતાનો ફાળો આપી વ્યકિતગત મૃત્યુની પાર જીવી ગયું.

નથી કંઈજ નિર્વિકલ્પ : નહિ એહ નિર્માલ્યતા,
પ્રવાહ તણી સાર્થતા પ્રવહમાણ સંકલ્પમાં !
મહાપ્રગતિ કૂચમાં પલટતાં મુખો સત્યનાં,
પરંતુ પલટે ન સત્ય જીવન ઉપાસનાનાં કદી !

બધી ફિલસૂફી : વિરક્તિ, નિજહીન પૂર્ણત્વની
પરાભવથી દીન છે, ત્યમ અહંત્વ વિજીગિષા
ભલે નિજથી દોરતી પરિધ વિશ્વવ્યાપારની
ટકે નહિ, પ્રચંડ છો બલ વિભિન્ન વ્યક્તિત્ત્વનાં !
મહાજીવન તો વહે જીવન કાજ સંસારમાં !

હું તો લઘુક છું: નહીં પણ જગત્ પ્રવાહો તણી
અનર્થ મતિ આંધિનું તણખલું, તણાતું જતું !
ન કાલ-મુખ-કોળિયો, ન ગતિહીન એકત્વ હું;
ન દૂરિત દલો લિયે દમન યોગ્ય આ જિન્દગી !

ભલે લઘુક હું: પરંતુ અણુતા તને ધારતી
અમોઘ તવ માટીની જીવન વજ્રલેપે ઘડી,
અભિન્ન અણુઓળખી ય લઘુતા સ્વિકારી તહીં
અમર્ત્ય શુભ કાજ જીવનની ચાહના મેં ધરી.

---

આ માનવી સંઘોની જીવનપ્રણાલિ, જે સંસ્કૃતિને નામે ઓળખાય છે, તેનાથી જ અમુક દેશની પ્રજા, પોતાનું સ્વત્વ અને સમૃદ્ધિ વિકસાવી શકે છે. અને એ પ્રજાઓની ભિન્નતાને પણ આજે તો, ફાસીવાદ જેવાં, માણસની બધી સંસ્કૃતિઓ ભાંગી દમન અને જંગલીપણું ફેલાવવા માગતાં અંધબળો સામે એક કરતો વર્તમાન આવી ગયો છે.

એ રીતે જીવનની ગતિને પિછાનીએ તો, સ્થળ અને સમય અથવા દેશ અને કાલ પ્રમાણે પોતાનાં સ્વત્વને કૃતાર્થ કરવામાં જ જીવનનો હેતુ રહેલો છે. અને જે હેતુ છે એજ ફરજ છે.

જીવનને માટે આ વિકાસરહિતતા એજ પોતાના ટૂંકા સ્વાર્થોમાં મળતું મૃત્યુ છે. અને એ વિકાસ માટે હેતુ ભર્યું, સમષ્ઠિ સાથે જોડાયેલાં વ્યક્તિત્વવાળું, જીવન જીવવું એજ પ્રજાઓ અને માનવજાતમાં ટકી રહેતી માનવત્વની અમર ભાવના છે.

અને જીવનનાં સત્યો પલટાતાં રહે એથી તેની કિંમત ઘટતી નથી. પ્રવાહ એ અમર હકીકત છે. પણ તેને સાર્થ કરતું સત્ય તો મંઝિલ માટે વહેણ પલટીને પણ જનાર શાક્તની જાગ્રતિ છે.

અહો, લઘુક હું વળીઃ તવ અપાર હેતે રચી
મહાન જનસૃષ્ટિનાં હૃદય બીચ મારે નથી–
જરાય મહતા, વિલીન લઘુતા જ ધન્યત્વની,
જહીં જીવનને મળે ગતિ સુખો ભણી એવડી!

ઉરે ઉઠતી દેશ દેશ તણી ભિન્ન આભાસની
અનેક સ્મૃતિ સૃષ્ટિઓ : અમર દૈત ધ્રુવો સમી
સુદૂર રહીનેય જે સહજ જીવને બાંધતી,
સમસ્ત તવ આકૃતિ અરવ શૂન્ય ઉદ્બોધતી!—

"વિશૂન્ય! તવ સત્યમાં પ્રકટ સાથ મેં યે કર્યો!
ધર્યાં જીવન, રૂપ સર્જન, સમૂર્ત સંસાર આ;
નિગૂઢ દહનો અનંત મથનો મહીં પ્રેમનાં—
અનાગત ભવિષ્યની ધરી વિકાસભિક્ષા મહા,
ભલે પ્રલય અંત હો, અટકશે ન આયાસ આ!"

અને અટકશે ન માતુ! અમ પ્રેમની સાધના,
અમારી જનકુલની જુગજુગોની સંવેદના,
અમે કરી શું મૂર્ત જે સહજ પ્રાણને ખોલતી
સમસ્ત દલ તાહરે સુરભિ સુપ્ત જાગી રહી!

---

પંક્તિ ૮૯૭ થી ૯૧૩ : ત્યાગની ભાવનાઓ, પોતાના વગરનું કોઈ બ્હારનું પૂર્ણત્વ હોવાની કલ્પનાઓ, હારેલાં વ્યક્તિત્વની નિશાની છે. તેમજ બ્હારની દુનિયાને પોતાના તોર પર ચલવવા ઈચ્છનારા માટે, તેમની ઈચ્છા મહાજીવનના વિકાસથી વિરોધી હોવાથી, પરાજય નિશ્ચિત છે.

આ રીતે ધરતી અથવા મહાજીવનની મહાવસ્તુની ગતિની વિગતો અને દિશા દેખાયા પછી વ્યક્તિ કહે છે કે હું નાનો છું પણ એ વિરાટનો છું, વિરાટ માટે જ છું અને વિરાટમય છું!

પંક્તિ ૯૧૪ થી ૨૬ વ્યક્તિના સમષ્ઠિ સાથેના જીવન સંબંધનું આ વિશોધના થયા બાદ, જે મહાપ્રયત્નથી જગત જુદાં જુદાં ઘટકો સાથે–વ્યક્તિ અને સમષ્ટિના વિકાસને માર્ગે જઈ રહ્યું છે તેનો સંકલ્પ દૃઢરૂપ થાય છે.

અહો, મુખમુખે લખી સકલ કોટિ આકારમાં
સુરેખ, તવ ભગ્ન પ્રાણુ તણી કેટલી વારતા ?
વ્યથા, તરફડાટ, ક્રોધ, સુખહીન આયાસના
ધબ્બા વદન પિંડ, નિશ્ચલ અનેક આંકા પડ્યા !

તહીં કરચલી તણાં તિમિર ભેદતા, પ્રેમના
પિપાસુ—અહ !—કેટલા અરવ આત્મ ડોકી રહ્યા !
અને નયનની વિશૂન્ય નજરો કહે કેવડા—
મહા પ્રણયના વિયોગ, દવ નિર્જન પ્રાણુના !

મને નહિ કશું અકાજ સહુ સાથ ખેંચી રહ્યું :
અભિન્ન મુજ તત્ત્વ જો, સકલ સાથ જીવી રહ્યું !
અસહ્ય અમ જીવને કરુણુ નિમ્ન આનંદથી
મમત્વ મમ પ્રાણુને સહજ સાથ આપી રહ્યું !

કણો અમર તાહરાં, મૃત શરીર જેમાં ભળ્યાં,
કહે : 'નહિજ ભિન્ન કૈં તવ સજીવ દેહે અમે—
મનુષ્ય તણી જાતિમાં યુગયુગો સ્ફુર્યાં, સંચર્યાં,
ભવિષ્ય તણી રાહ ઉત્સુક હમેશ જોતાં રહ્યાં !

---

એ મમત્વનાં જ્ઞાનથી જે એક વખત નિરાશાજનક ( જુઓ—પંકિત ૪૧૦ થી ૮૦) માનવજીવન લાગતું હતું તે, તેની કરૂણતા હોવા છતાં મહાન આશાઓ માટે તૈયાર થતું લાગે છે.

પંકિત ૯૨૭ થી ૪૭ જે રૂક્ષ મોઢાં પર એક વાર મારી પોતાની હતાશા દેખાતી હતી ત્યાં આજે પ્રેમની તરસ દેખાય છે? જીવનની એકતારહિત એકલતા માણસોને બાળતી દેખાય છે !

જીવનની આ તરસ અમને એક કરી રહી છે.

હે ધરતી, એ મહાપ્રેમને અવતારવા તેં હજારો માનવકુલોમાં તારાં કણો દ્વારા નવજન્મ લીધો છે, એમ એ કણો જ મને કહેતાં લાગે છે.

એ કણોથી જ સ્વપ્નો સદેહ બને છે ! હયાતીનાં સ્વચ્છ ચિહ્ન રૂપ, આ તો મહાન નક્કર સત્યો છે !

અમે નહિજ ભિન્ન કૈં, જીવનથી ભરી માતુ આ,
અમે સજગ રક્તબિંદુ, નવકોષ, આત્મા તણા,
અમે અમર દેહ, સ્પષ્ટ અતિ સ્વચ્છ અસ્તિત્વનાં
પ્રતીક, અવકાશનાં સઘન સ્વપ્ન, સત્યો મહા !'

મમત્વ મુજ માનવી ક્યમ ન હોય માટી મહીં ?
અમૂર્ત કમલોની આ જનમભોમ ! અસ્તિત્વની
ઘડી, અણુઘડી, ઘડાતી સહુ શક્યતા ત્યાં જ ત્યાં
પદાર્થ, નહિ શૂન્યતા, જીવનની છ આરાધના !

અહો, કહીશ કેટલી જીવન સાથ જોડાયલી
ગભીર અનુભૂતિની જતી અવાચ્ય લાખ્ખો પલો ?
સ્મૃતિ કઈ ? અને કઈ સમજ ભાવિના ગર્ભની ?
મમત્વ ઈહ કેટલું અતલ ? કહેવું તુંને ફરી ?

પરંતુ કદિ શું ભુલાય તવ પ્રાણની સ્પંદના !
અજસ્ર ગતિથી સદા ધબકતી અમ પ્રાણમાં ?
જિવંત ઈહ દેહની ગતિ બધાંય કર્તવ્યમાં
અનંત જલતી રહી, કદિક છાની પ્રત્યક્ષ ના.

અને ઉદર તાહરે અગણ માનવી જન્મતાં,
ઉરે છુપી છ એમને મુજ સમાન સંવેદના
રહી સતત પ્રેરતી, લઈ જતી મહા અર્થનાં
સમાદિ તવ મૂલથી તવ સમસ્ત આનંદમાં !

---

પંક્તિ ૯૫૧ થી ૬૬ : માનવ જીવનથી વ્યાપ્ત આ ધરતીના અનુભવોનાં ઊંડાણ કહેતાં પૂરાં થાય એટલાં નથી. પરંતુ એ સમસ્તની આ જીવનધબક મારા પ્રાણમાં ધબકે જ છે.

ધરતીનાં ઉદરથી જન્મતાં અસંખ્ય માણસોએ આ નહીં તો આવીજ લાગણી અનુભવી છે. જે મહાન હેતુ માટે માણસજાતને આ વિકાસની પ્રેરણા આગળ લઈ જાય છે એ, આજે અંશતઃ, તો કાલે બધાના વિકાસરૂપ આનંદમાં સંક્રાંત થશે જ.

સુખને સર્જવાની, આ સંઘર્ષોની જીવલેણ અસરોમાંય ટકી રહી આગળ વધવાની મનુષ્ય ગણની શક્તિ જણાઈ આવી છે.

મને સમજ એ ઉગી અડગ આજ, સંધર્ષન.
છેલ્લે દુઃસહ દ્વંદ્વને જરૂર અંત છે, એકદા!
મનુષ્ય ગણુ શક્ત છે સુખ અનંત ને સર્જવા,
અમારી બલવાન આશ જીવનેથી જાગી તથા!

કદાચ ન હું પામું એ, પણ મનુષ્ય સંસારમાં
અતીત અણુઠયા તરંગ સમ માનવી જાતનાં
કૃતાર્થ નયને જરૂર ઉગશે અશોકા ઉષા
યદા સુખની શક્યતા ધ્રુવવતી હશે પૂર્ણિમા!

અસંખ્ય તવ દર્શનો અરવ, અર્થને ખોળતાં
નજીક તવ ઉત્તરોત્તર હમેશ ખેંચી રહ્યાં
અસંખ્ય હજી ગૂઢ મર્મ ઉરને અજાણ્યા રહ્યા,
તને ય ન શું કાલહીન નભ ભાવિ એવાંજ આ?
મને અવ ન એવી કૈં અધુરપો તણી દીનતા.

---

પંક્તિ ૬૬૭ થી ૮૬ પ્રથમ ખંડમાં જે દૈન્ય ભાવો ધરતીની એકતા વગર ઊઠતા હતા તેવા હવે માનવવિકાસનાં સ્પષ્ટ દર્શન પછી નથી ઊઠતા. કેમકે, એવી અધુરપો ક્રમાનુસાર ફિટતી જશે.

ધરતીની વસ્તુ અને તેના ગુણોથી આ શરીર ઘડાયું જ છે. પરંતુ ધરતીને માનવજીવનના ક્રમે માનવ આશાઓની ભૂમિકા બનાવી છે. જે, જીવનનાં જન્મ, કર્મ અને દર્શન ત્રણેનું સમગ્ર માનવગત રૂપ છે તે ધરતી, કાવ્યના આટલા પ્રવાસમાં પ્રાપ્ત કરી છે. એ કોઈ જડ અથવા માણસથી જુદી વસ્તુ નથી, તેમ વ્યક્તિત્વોની મુગ્ધ ભાવનાઓની સ્વપ્નસૃષ્ટિ નથી પણ સર્વ પ્રથમ વસ્તુ છે એ વસ્તુમાંથી જન્મી માણસે એને કર્મભૂમિ તરીકે અપનાવી છે. એ ધરતીને પોતાની કરતાં કરતાં માણસ નિત્ય નવીન રૂપે વિકસ્યો છે. અને એ વિકાસની અંદર સમગ્ર જીવન ઘટકોનો સમાવેશ થઈ તેની ગતિની દિશા એક બની રહી છે.

એવી ધરતીને હવે સંબોધન છે. (સરખાવો પ્રથમ ખંડ).

અમૂર્ત તણી જાગ્રતિ - એટલે જે હજી અમૂર્ત છે તેની જરૂર વિષે જાગેલી સમજણ. પ્રભવનીય સંભાવ્યતાઃ ધરતી હોઈને તો અસ્તિત્વ શક્ય છે. અસ્તિત્વનું અહંત્વ માનસિક હોવા છતાં ધરતીની નક્કરતાના અનુભવથીજ સ્ફુરી શકે છે. તેના બે પ્રકાર છેઃ ધરતી પર હું છું એ સ્વભાન, બીજું આ મારી ધરતી છે એ મમતા!

અહો હૃદય – મા ! તને નવ વસંત ઉલ્લાસમાં
ચહી જીવન કાજ મેં, પ્રણયમેધ ગોરંભમાં
નિહાળી નવરૂપ જીવનની ભૂમિ માતા રૂપે
અનર્ગલ વિકાસ ઇંગિત દિશાની છાયા તલે,
નિહાળી અમ માનવી જીવનના પ્રવાહો વિષે
અભેદ્ય તવ એકતા ઘડી અને ઘડાતી જતી
મહાજીવન શક્યતા, સકલ કર્મની મૂર્તતા,
અમૂર્ત તણી જાગ્રતિ, પ્રભવનીય સંભાવ્યતા !
અહંત્વ તણી કલ્પના, ધૃતિ સમસ્ત તુંમાં તુંમાં !
સુખો દુઃખની સંધિમાં બહુવિધે પુકારી તને,
ધર્યું જીવન જ્યાં ફરી હૃદય મારૂં લેટી પડે !

ઉરે અસહ ઊઠતા અશમ ભાવ આયાસના
વ્યથા વિરહથી, યદા નજર સ્વચ્છ માટી તણા
પ્રસાર ક્ષિતિજે જતા, વિવિધ મર્મના રંગના,
ઉપાર્થી ઉરમાં સુધા અપરિમેય ફેલાવતા !
સબાષ્પ મુજ નેત્ર મેં અગણ્ દર્શને આવર્યાં
સુપ્ત કરૂણ કંઠમાં સ્તવન કોટિ કોટિ ભર્યાં,
ભર્યા અતટ સિન્ધુઓ અમૃત પ્રેમના ડોલતા,
તરંગ પર આવતા અનવધિ તરંગો ચઢ્યા !
સહુ સકલ એ, ઉભો અરવ, ઐક્યની પૂર્ણતા !

---

પંક્તિ ૯૮૭ થી ૧૦૧૪ જીવનની એ ધરતી માટેની મમતા નવજીવન માટે આશા દેખાડે છે. અને એ આશાથી તો વધુ અને વધુ પ્રેમ પ્રકટ થતો જાય છે.

ધરતીનાં સમગ્ર રૂપનાં ઘટકો ઘોર સંઘર્ષમાં પણ નવજીવન સજી રહ્યાં છે. અમારાં સામાન્ય સુખદુઃખોની ભીતરની આ અસામાન્ય ગતિની ધબક, કેવળ વ્યક્તિ તરીકે અબલ લાગતા મને, સબલ કરી યત્ન માટે ઊભો કરે છે.

એ પ્રયત્નમાં વ્યક્તિત્વ ભલે લીન થઈ સમષ્ઠિ રૂપ બની જાય પણ જીવન વધુ વિકસિત થશે.

વિરાટ તવ રૂપનાં સજીવ અંગ પ્રત્યંગમાં
ઠરેલ દગ માહરી, જીવન ઘોર સંઘર્ષમાં
સમસ્ત પરિવાર માનવગણો અને જીવનો
તને ઘડી રહ્યો અસંખ્યવિધ, ને ઘડાતો જતો,
સુખો દુઃખ ભરી અમારી ઇહિ જીવનોપાસના
તને રૂધિર શી વહી રહી નસો વિષે સર્વદા !

અહો, જનનિ ! આ મહાધબકને ધરી પ્રાણમાં
અભિન્ન તવ તત્ત્વના જીવનપૂર્ણ ઉચ્છ્વાસનાં
ધરૂં શ્વસન અંતરે, અખિલ કેરી સંવેદના
મને અબલથી કરી સબલ વજ્ર આશા વડે
કહે, 'અમર ઉન્નતિ ! બલ બઢાવ ઉત્ક્રાંતિનાં !'

અસહ્ય નભઅગ્નિમાં અરવ ફાટી ચૂરા થતી
હયા મહીં વિનમ્ર વ્યાપતી અમોઘ તારી સ્પૃહા.
ઇયિત્વ મર ચૂર્ણ હો, નવયુગો અપેક્ષા ભર્યા
વનસ્પતિની સૃષ્ટિનાં અમૃત પાન પીશે ખચિત્ !
ખુલો તવ મહા ઉરે જીવન રંધ્ર જે રૂંધિયાં
ખુલો અગણ્ અંકુરો સુખદ બીજ જે ડાંભિયાં,
ખુલો ગગનના પ્રતિ અખૂટ શક્યતાઓ તણાં,
ખુલો ગગનના પથો અખૂટ શક્યતાઓ ભર્યા !

---

એ મહાજીવનના વિકાસની તમામ શક્યતાઓનાં બીજો અને માર્ગો ઉઘડો !

પંક્તિ ૧૦૧૪ થી ૩૮ આ ઇચ્છાઓ કોઈ એક વ્યક્તિત્વની નથી, માનવજાતની છે. પ્રાણી માત્ર અથવા અખિલ સૃષ્ટિનાં જીવન માત્રની છે. આખી ધરતીના અજેય મથોરથો આજે મને સ્પર્શી રહ્યા છે.

બધાનાં મનમાં સ્મિત રૂપી આશાનાં ચિહ્નો હો, દીપમાલા જેમ અનેક દીવાઓથી એક દર્શન જન્માવે છે તેમ, અમારા યત્નો—એક રૂપ બનો ! જીવનતત્ત્વ, પ્રાણ, તેની શક્યતાઓ સ્ફુટ થવાથી જિવંત બને અને તેની કુદરતી વૃત્તિઓ જાગ્રત અને

મનોરથ ન એકના, અમ સમસ્તના ને બધાં
અબોલ અમ ભાંડુ આ કણકણો પશુપંખીના!
મનોરથ મહાન મા! તવ અજેય સ્પર્શો રહ્યા,
સમસ્ત તવ કોષમાં અમૃત આપણી એકતા!

સમસ્ત સ્મિતની ધૃતિ, નવપ્રયત્નની આરતિ!
અહા, સજીવ પ્રાણ, વૃત્તિ સહુ જાગતી સંહિતા,
નવાં જીવન ખેતરો, નવીન જહેમતો–વિઘ્નની
અમારી દગ માનવી નિરખતી દિશા ખૂલતી.
મનુષ્ય ગણયત્નની અફર એકતાથી ઉગી
અનર્ગલ સમૃદ્ધિ જે, જીવન કાજ ખુલ્લી થતી,
બઢાવતી ડગે ડગે સતત ઉચ્ચ ક્ષેત્રો ભણી
અખેડી તવ ભોમ ખેડી દઈ, નવ્ય બીજો તણી
દિયે જીવન ભેટ! જીવનની કાજ ત્યાં કેવડી
ઉગે અધીર, ઉર્ધ્વ, પૂર્ણ દ્યુતિ રોમરોમે તને!
જિવંત અમ પ્રાણની પ્રણયવ્યાપ્તિ બાહ્યાંતરે!

---

એકમેકથી મેળ લેતી બનો! માણસ માણસના કલહોમાં વેડફાતી શક્તિએ માટે નવાં જીવન ખેતરો મળો; અને તેમાં કરવાની જહેમત; અને તેનાં વિઘ્નો પણ માણસજાતની જીવનદિશાનાં પ્રતીક હો.

ધરતી પર માણસની આ અંતર્ગત અથડામણો રહિત બનેલી શક્યતાઓ ધરતીની અપૂર્વ સમૃદ્ધિ નો વિકાસ કરી તેને પલટી નાખશે, તેનું જીવનક્ષેત્ર ઊંચી કોટીનું બનશે. માણસ જાતના પ્રેમથી જાગ્રત, એકતા અને કાર્યથી માનવધરતીનાં રોમ રોમે એક મહા- જ્યોતિ ઝળહળી ઊઠશે!

અમે, માણસ જાતે જેમ યુગના યુગો, આ સુખ શાંતિ અને વિકાસ માટે વેદના સહી છે તેમ, યુગના યુગો એ સુખો અહીં સ્થાપવા પ્રયત્નો કરીશું.. અમે જીવના જ મૂખ અને પ્રમુખ વિકાસ માટેનાં કર્તવ્યોમાં માનનારા એક પછી બીજી પેઢી રૂપે અહીં ઝૂઝવ માટે જન્મ્યે જ જવાના!

અમે યુગયુગો કરી સહન જેમ આ વેદના,
અમે યુગયુગો પ્રયત્ન કરશું સુખો સ્થાપવા,
અમે જીવનધર્મીઓ મરણ અંગ રોમાંચ શા
પુનઃ પુનરપિ પુનઃ જનમશું અહીં ઝૂઝવા !
પ્રયત્ન, અબ તો પ્રયત્ન ! સહુ દૈન્ય ઔદાસ્યનાં
થરો થિર, ઉઘાડવાં, સકલ વિઘ્ન સંહારવાં,
પ્રવૃત્ત, પલટંત આ બૃહત વિશ્વ સંઘર્ષમાં
વિકાસ તણી સાધના ! ફરી પ્રયત્ન ! ઓ જાગતાં–
પ્રભાત પછીનાં પ્રભાત તવ કાજ મા ! ખોલવાં !



---

માનવ જીવનોના વિકાસોના યુગોનાં એવાં પ્રભાત પછીનાં પ્રભાત ખોલવા માટે આ માનવજાતિની જીવન કૂચના હરપળના ગતિશીલ, કાર્યશીલ, પ્રયત્નો ચાલુ કરીએ છીએ !

